ચાઇ જતું અનુભવ્યું, નાસિકામાં ઉષ્ણ પવન ઉત્પન્ન થયો, જીભ સુકાઇ ગઇ, અને મગજમાં ગુંચવારો થયો. આંખ ભેજવાળી થઇ, શું કરવું તે સુઝયું નહી. હીન્દુસંસારની રીતપ્રમાણે ગજાર આગળ જઇ આ વખત પ્રિયાનું મુખ જોવાય—ખબર પુછાય—તે પણ મર્યાદાહીન થાય. અચિન્તી હાથમાની કુંચી ઉપર નજર પડી, કેમ મોકલી તેનો વિચાર થતાં કંઇ કંઇ તર્ક ઉત્તરરૂપે ઉઠયા, અંતે ગુણસુંદરીની પેટી ઉઘાડી, તો ઉપલા ખાનામાં જ પોતાને લખેલો એક પત્ર! તે ઝડપથી લીધો અને વાંચ્યો.

"મ્હારા ચતુર વ્હાલા! આજ હું રસોઇ કરવા નાહુ છું પણ "મ્હારું શરીર કહ્યું નથી કરતું. મને લાગે છે કે આજ સાંજ સુ- "ધીમાં હતી ન હતી થઇશ. ઘરકામને લીધે બે માસ થયાં દિવસે "તમારી સાથે વાત કરવાને પાકલાક સરખો મળ્યો નથી અને રા- "ત્રિયે તમે થાકયા પાકયા નિદ્રા શોધતા હો તે પ્રસંગે તમને મ્હારાં "ટાયલાં સંભળાવતાં મને કંપારી છુટતી હતી એટલે હું તમને સુવાજ "દેતી. આથી ઘણી ઘણી વાતો તમને કહેવાની હતી તે મનમાંની "મનમાં જ રહી ગઇ છે ને કાગળમાં તે શું લખું? લખવાની યે મ્હા- "રામાં આજ સત્તા નથી. ટુંકામાં બે બોલ કહીશ."

"ઓ મ્હારા વ્હાલા! મ્હારી પાછળ તમારી શી વ્હલે થશે? "તમે મ્હારાઉપર આટલો વ્હાલ શું કરવા રાખ્યો કે તમને આટલું "દુ:ખ થવા વારો આવ્યો? અરેરે! હું અભાગણી મરતી મરતી "યે તમને દુ:ખ દેવા સરજેલી છું. હું ધારું છું કે હું ગર્ભસુદ્ધાં પાર "પડીશ. પણ જો છુટા છેડા થાય તો તે બાળકની હું ચિન્તા નથી "રાખતી. તમારા વ્હાલનો મને પુરો વિશ્વાસ છે અને હું ગઇ "એટલે મ્હારી નામનીશાનીમાં જ તો એટલું એસ્તો! તેની સંભાળ "તમે રાખ્યાવિના કેમ રહેશો? તમારું વ્હાલ બીજે ઠેકાણે ઢોળાશે "તોપણ, ઓ મ્હારા વ્હાલા, તમે ડાહ્યા છો, ગંભીર છો, નિષ્પક્ષપાતી "છો, જોઇ વિચારીને સઉ કરો એવા છો,—તમારા વ્હાલને બાદ કરું "તોપણ ઓ ઘણાક ગુણના મ્હારા ભંડાર! તમારા ગુણ ઈશ્વર અમર "રાખો અને તમારા બાળકની સંભાળ રાખશો એવી પુરી ખાતરી "રાખી હું નિશ્ચિન્તપણેથી જમની જાળમાં લપટાઉં છું. મને એક "બીચારી સુન્દરની ચિંતા છે—એ બીચારીનું પલ્લું પણ એનો ભાઇ "ખાઇ ગયો છે ને એને રોવાસરખું પણ ઠેકાણું નથી. એની સંભાળ "રાખજો—આપણા ઘરમાં સઉ સારાંજ છે તોપણ એની સંભાળ રા-

"ખજો—કારણ એવું કોઇ નથી. મ્હારું ઘરેણું એને આપી દેજો
"એટલે મ્હારો જીવ ગતે જશે. ને મ્હારી નામ નીશાની—જો બા-
"ળક જીવે તો—સુન્દરનેજ ઉછેરવા સોંપજો—વ્હાલા! એટલું મ્હારું
"કહ્યું કરજો."

"ઓ મ્હારા વ્હાલા! તમારી શી વ્હલે થશે? તમે મ્હારાપર
"આટલો વ્હાલ શું કરવા રાખ્યો કે તમને આટલું દુઃખ થવા વારો
"આવ્યો? શું કરિયે કે એ દુઃખ તમને ન થાય? મ્હારું એક કહ્યું
"નહી કરો? મ્હેં મ્હારી યશોદાને કહી મુકયું છે ને એની કન્યા દશ
"વર્ષની છે—મ્હારા કરતાં સારી નીવડશે—એનો સ્વીકાર મ્હારા પછી
"નહી કરો? એ મને તમારા મનમાંથી ખસેડશે ને સઉની સંભાળ
"રાખશે. ઓ મ્હારા વ્હાલા! મને તમારી બહુ ચિન્તા રહેછે—તમે
"એટલું કરજો. જન્મથી કુમારા હોય તેની ચિંતા નહી, પણ સ્ને-
"હમાં રહેલું માછલું બીજે ઠેકાણે ન જીવે!—ને વ્હાલા મને ભુલી
"જજો! આપણે જે જે આનન્દ ભોગવ્યા છે તે સઉ અત્યારે મ્હારી
"આંખ આગળ તરી આવે છે—તમને પરણી મ્હારો જન્મારો સફળ
"થયો—ઓ ઈશ્વર, આવતે અવતારે પણ મને પાછા મ્હારા વ્હાલા
"ચતુર જ આપજે—પણ ઓ વ્હાલા! તમે એ સઉ ભુલી જજો!—
"જાણે કાંઇ થયુંજ નથી એમ! હો!—અરેરે! પણ વ્હાલા! શું
"આપણે છુટાં પડીશું! જેમ ઈશ્વરની ઇચ્છા.

"મ્હારા વ્હાલા! વ્હાલ વિસરજો રે! દુખ સઉ દુણવજો!
"માયાની ભુલામણી રે એમાં ભમ્યું ભુલવજો!"

"લા. તમારી ગુણહીન ગુણિયલ."

કપાળે હાથ ફેરવી વિદ્યાચતુરે ઉંચું જોયું. મરણ પાસે જોનારી પ્રિય સ્ત્રીના પત્રથી તેના હૃદયપર બહુ અસર થઇ અને અશ્રુપાત પણ થઇ જાત. પરંતુ પત્રમાં લખેલી વીગત ઉપરથી અને તેમાં સ્ફુરી આવતી નિર્બળતા ઉપરથી ભૂત વર્તમાન અને ભવિષ્યના વિચારમાં મન પડી ગયું અને હૃદયે ધૈર્ય ધર્યું.

"મ્હારા જેવો કઠણ પુરુષ નહી હોય. બબ્બે માસ થયાં ઘરમાં
"ને ઘરમાં છતાં એની સાથે મને બોલવા વારો આવ્યો નથી એ
"એને લાગે ખરું. હું આ મ્હારી જંજાળમાં લપટાયો અને એ એની
"જંજાળમાં લપટાઇ. મને પણ અવકાશ નહી અને એને પણ અવ-
"કાશ નહી. એને કામમાં ને ચિંતામાં પલોટવી એ હેતુથી આ સઉ
"થવા દીધું—પણ હું જરાક હદ કરતાં વધારે ગયો ખરો. છેક આ-

"ટસે સુધી આવવા દેવું જોઇતું ન હતું. કેવી બ્હાદુર સ્ત્રી! હજી તો
"ઉગતી અવસ્થા છે એટલામાં મને ઘરની બાબત નિશ્ચિંત કરી દીધો!
"પણ એના મનમાં નિર્બળતા આવી ગઇ છે—ના, ના, એ ધારે છે
"એવી કાંઇ બ્હીક નથી. જો એ ગઇ તો મ્હારું કર્મ ફુટશે—જો એ
"મ્હારો ભાઇ હોય તો કારભાર કરે એવી સ્ત્રી છે. હું એનાથી ભા-
"ગ્યશાળી છું—ઈશ્વર! તું જે સારું હશે તે જ કરીશ. હૃદય બળવાન
"કેમ રાખવું તેની આજ મ્હારી પણ કસોટી છે. શું એનું હૃદય!
"મ્હારા ઘરની—મ્હારી—એ કેવી ચિંતા રાખે છે! ગુણિયલ! મ્હારી
"ગુણિયલ! હું ત્હારે સારુ શું કરું?—તું મ્હારે સારુ કરે છે. એમાંનું
"ત્હારે સારુ મ્હારાથી કાંઇ બનતું નથી. હું કૃતઘ્ન છું. હે **હરિ**!"

ડાકતર **અશરણશરણ બાબુ**ની ગાડીનો ઘોષ સંભળાયો.

"ગુણિયલ! રે! ગુણિયલ!"

"ઓ રે મ્હારી ગુણિયલ! રે! ગુણિયલ!"

એવું વિચાર ને શોકમાં લીન થઇ ગાતાં ગાતાં ગાડીના ઘોષથી જાગી વિદ્યાચતુર ઉઠયો ને ઉઠતો ઉઠતો છાતી ઠોકી બોલ્યો: "બસ, આ પ્હેલું "તો એ કરીશ કે લોકલજ્જા છોડી ડાકતરની સાથે જઇ મ્હારી "ગુણિયલની પાસે જઇ ઉભો રહીશ ને ડાકતરને મદદ આપીશ. લાજ "મુકવી એ અત્યારે કર્તવ્ય છે તે કરીશ ને મ્હારી ગુણિયલ કરતાં "લાજને વધારે વ્હાલી નહી કરું."

ડાકતર ઉપર આવતો હતો તેને લેઇ સ્ત્રીમંડળ વચ્ચોવચ્ચ થઇ ચાલ્યો અને સ્ત્રિયો જોતી ને જોતી રહી અને એ ગજાર આગળ આવી ડાકતર સાથે ઉભો અને લાજ છોડી બોલ્યો: "કેમ, સુંદરભાભી, શી ખબર છે તે જરા ડાકતર સાહેબને ક્હેો." કમાતું માણસ તેને કોણ ઠપકો દે કે "અંહી સ્ત્રિયોતું જ કામ ને આમ લાજ ન મુકાય?" ગાનચતુરે આ કામ કર્યું હત તો એનાપર વાદળ તુટી પડત. સઉ વિદ્યાચતુરને અનુકૂળ થઇ ગયાં, ગુણસુંદરીપર દયા બતાવવા મંડી ગયાં, અને સુન્દરીગૌરી એનું માથું ખોળામાં રાખી નીચું જોઇ હકીકત ક્હેવા માંડે છે એટલામાં તો ગુણસુંદરી બેભાન અવસ્થામાં બેઠી થઇ અને ઘેનવાળી દેખાતી અર્ધી મીંચેલી આંખે પણ જાણે ભાન હોય અને જીવ કાંઇ ઉંડાણમાં પડ્યો હોય ને ત્યાંથી બોલતી હોય તેમ ધીરે અને તણાતે સ્વરે ગાવા લાગી અને છાતીપર હાથ નાંખી ડોક અર્ધી નાંખી દઇ દયામણે મ્હોંએ ગાતાં ગાતાં શોકરસની સીમા ઉત્પન્ન કરવા લાગી:

[1] "દયા ના દીસે રજ પણ, જમ, તુજ આંખમાં રે; બીહામણું ઝાંખમાં રે
"ઉભો રહે પળવાર તું આજે! જોઇ લેવા દે પ્રિયને નીરાંતે! (ધ્રુવ)
"મરણપ્રસંગે પણ ના ખસતો કનકરેખ એ તો છે જડી જ્યમ દાંતમાં રે
"દયા ના૦ ૧
"જરી હજી જોવા દે વ્હાલાને, જોયો છે પણ મન ન ભરાયે,
"મીંચાતી મ્હારી આંખ મરણથી ત્હોય રહે એ કીકી જ્યમ મીંચી આંખમાં રે;
"દયા ના૦ ૨
"ઉભો રહે, ઉભો રહે, જમ, તું! નથી આવવું મુજને ગમતું,
"વ્હાલ મુકી વ્હાલાનું આવું શી રીતે તું રાક્ષસ કેરી સાથમાં રે? દ૦ ૩
"હાર મુજ હૈયાનો એ તો! નથી એ ત્હારી પેઠે નઠ્ઠોરો;
"રોવા દે, રોવા દે મુને, રોઇ લેવા દે જઇને એની બાથમાં રે! દ૦ ૪
"વ્હાલા! વ્હાલ વીસારો તમારું, જમ આ કહ્યું ન માને મ્હારું,
"તમને જપતી મરતી મરતી રોતી રોતી પણ હસતી હું આ આશમાં કે
"પામીશ મ્હારો ચતુર અવર અવતારમાં યે!
"દયા હરિ આંખમાં રે! દયા ના૦ ૫

ધીમી પડતી પડતી ગુણસુંદરિયે ગાઇ ર્‌હેતાં ર્‌હેતાં આંખ ઉઘાડી અને ભાન આવ્યું હોય તેમ વિદ્યાચતુર સામું તાકી જોઇ રહી અને હાથ પાછળ કરી બોલી: "સુન્દરભાભી! મને બેશરમી ન ક્‌હેશો હોં! "મરવા સુતું તેને વ્હાલામાં વ્હાલાને બે બોલ ક્‌હેવા જેટલી શરમ મુ- "કવાનો યે છેલવ્હેલો અધિકાર નહી?" એમ કહી તે પાછી પથારીમાં પડી ગઇ અને સુન્દર વધારે હકીકત ક્‌હેવા લાગે છે એટલામાં હૃદયમાં કાંઇક આવેશ થઇ આવ્યો તે ડાબ્યો ન ર્‌હેવાથી, "આવું છું" એટલું ડાક્તરને કહી, વિદ્યાચતુર ઉતાવળથી દોડવા જેવું કરી પોતાની મેડીપર ચ્હડચો, પલંગમાં માથું મુકી અશ્રુપાત કરી, મ્હો ધોતાં ધોતાં ફરી ફરી અશ્રુપાત થતાં ફરી ફરી ધોઇ ધોઇ, નીચે જવાનું યોગ્ય ન ધારી, નિઃશ્વાસ મુકી, બેઠો, પોતાના ધૈર્યનું અભિમાન ઉતરી ગયું, અને અંતે બારીમાં ડોકું ક્‌હાડી નીચે કુમારી ફરતી હતી તેને કહ્યું કે "ડાક્તર સાહેબને ક્‌હે કે પરવારો ત્યારે ઉપર આવજો, હું બેઠો છું." ડાકતરને આવતાં વાર થઇ તેટલો વખત વિચિત્ર વિચારોમાં ગાળ્યો. "મલ્લરાજના પ્રિયતમ મિત્ર યુદ્ધમાં મરી ગયા ત્યારે શત્રુપર ધસ- "વાની જરુર હોવાથી મિત્રના શબઉપર પગ મુકી એમને દોડવું પડયું: "એ તે ધૈર્ય—ક્યાં આ મ્હારી વિકલતા અને ક્યાં એ ધૈર્ય? ક્ષત્રિય

[1] કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે ઝીણું ઝાંખમાં રે—એ રાગ.

"તે ક્ષત્રિય અને બ્રાહ્મણ તે બ્રાહ્મણ! પણ વ્યવહારનો કાર્યભાર અને "સ્નેહની દીનતા એકઠાં શોભતાં નથી એવું જરાશંકર મામા પણ ક્‌હે "છે તે પુરુષાર્થનું કાર્યગ્રાહી વચન છે. કર્તવ્ય કર્મમાં ધપવા શોક સ- "જવો એ એક પુરુષાર્થનો ધર્મ. ગુણિયલ! એમાં પણ તું મ્હારાથી "મ્હડી! અરેરે, ત્હેં પણ એક કષ્ટતપ જ તપ્યું. કેવું એનું કર્તવ્ય- "ભાન[1]! આટલું આટલું કામ કરવા છેલા કાળસુધી દૃઢ વ્યવસાય, ને "શોક ન થવા દેવા તે સઉ મ્હારાથી છાનું રાખવું, આટલો ઉદ્યોગ, "અને આટલો સ્નેહ! શું ક્‌હેણું થવું અને વ્યવહારને મ્હોટો ગણી "આ સમયે ખિન્ન ન થવું—એ શું આટલા સ્નેહનો યોગ્ય બદલો ગ- "ણાય? ક્ષત્રિયો ગમે તે કરે, પુરુષાર્થ ગમે તે હો, ધર્મ ગમે તે ક્‌હો— "પણ, ઓ મ્હારી ગુણિયલ, ત્હારે સારુ ઘડીવાર હું બાયલો બની "અશ્રુપાત કરીશ!—મરતાં મરતાં પણ ત્હારે ત્હારો **ચતુર**!—"પામીશ "મ્હારો **ચતુર** અવર અવતારમાં રે!"—"દયાહરિ—આંખમાં રે!" "**હ**રિની આંખમાં દયા છે જ!—ગુણિયલ, તું જીવવાની છે. **હ**રિ "ત્હારાઉપર ને ત્હારા **ચતુર** ઉપર—એ ઉપર દયાળુ છે!" જે ધૈર્ય પુરુષાર્થના વિચારથી ન આવ્યું તે "હરિ દયાળુ" ના વિચારથી આવ્યું. તે ઉઠ્યો, આશા અને ઉત્સાહથી તેની આંખો ચળકવા લાગી, "પુ- રુષ થઇને રોવું શું?" એ બુદ્ધિ સતેજ થઇ તેના હ્રદયમાં ઉત્કટ બળ મુકવા લાગી, અંતે એ હસ્યો, અને દાદર ઉપર ઉતરતાં ઉતરતાં આ- નંદગર્વથી મનમાં બોલ્યો: "મ્હારી ગુણિયલ, હરિની દયાનું મને ભાન "કરાવનારી પણ તું જ! ત્હારી પ્રીતિને કોરે મુકિયે તોપણ ત્હારા "ગુણકર્મની મનમાં આવૃત્તિ કરવાથી જ આમ આ અને આવતા "સંસારને તરાવે—કારભાર કરતાં શીખવે અને ઈશ્વરનો માર્ગ બતાવે "એવી તું છે. **મલ્લરાજે** મંગળાચરણમાં ઉપદેશ એ કર્યો કે કારભાર "કરવો હોય તેનામાં સ્ત્રીના પણ ગુણ હોવા જોઇએ. જો એ મર્મ- "વચન ખરું હોય તો મ્હારે તો નક્કી કારભારે મ્હડવું જોઇએ— "ગુણિયલ!" પક્ષપાતવિના પ્રીતિ નથી. ગાઢ પ્રીતિનો પ્રેર્યો ધૈર્યવાન પતિ પત્નીના ગુણ જપતો જપતો નીચે આવ્યો તો ડાક્તર ખડ- કીમાં બેઠેલા.

કેટલાક લોક વૈદ્ય હકીમનો આદર કરી ડાક્તરનો તિરસ્કાર કરે છે અને કેટલાક એથી ઉલટું કરે છે અને ડાક્તરનો આદર કરે છે. જરાશંકર ને **મલ્લરાજ** સરખા વયના હતા અને રાજા પાસે નર્મવચન

1 Sense of duty.

બોલવાનો અધિકાર ધરાવનાર જરાશંકર રોજ ટોળ કરતો કે "આમ "લોકો કરે તેમાં તેમનો દોષ નથી, કારણ ડાક્તરો અને વૈદ્યો એક "બીજાનો તિરસ્કાર કરે એટલે લોક પણ તેમ કરવું શીખે! વૈદો લ્હડે "ત્યારે રોગીને થોડા પઇસામાં કામ કરનાર મળે—લોકોનો તો એ "લ્હડવાડ વધારવામાં જ સ્વાર્થ!" મલ્લરાજને મન બે સરખા હતા અને દરદ મટાડે તે ખરો એ બુદ્ધિ હતી. અકબર બાદશાહ ઘણા ધર્મવાળાને એકઠા કરતો એ દાખલો આપી મલ્લરાજ ડાક્તર, વૈદ્ય, હકીમ, અને હજામ સઉને એકઠા કરતો, સઉને ઉત્તેજન આપતો, અને એમ ક્‌હેતો કે એમની ચડસાચડસીમાં લોકોને સુખ થશે અને એમની સઉની હોશિયારી વધશે. પણ બે ત્રણ રાજસ્થાનમાં એવા દાખલા બન્યા હતા કે પોતાની ઇંગ્રેજી વિદ્યાનો લાભ લેઇ એજન્સીમાં સત્તા મેળવી ડાક્તરોએ કારભારમાં માથું ઘાલ્યું હતું અને તે જોઇ મલ્લરાજનો મીજાજ જતાં બોલતો કે "એ ડાક્તર ઇંગ્રેજી ભણ્યો માટે કારભાર કરશે ત્યારે તો તેમનું જોઇ કાલ સ્હવારે હજામ ઇંગ્રેજી ભણશે તો તેનો યે કેમ કારભારનો વારો નહી આવે?—એવા ડાક્તરો ને હજામો હોય તો તો રાજ્યનું ઉંધું વળે! પોતાનું કામ મુકી બધામાં "હમબી કુચ" કરનારા માણસો ન જોઇએ—ને આ દક્ષણી ડાક્તરો તો એવાજ—ને દક્ષણી વગર કોઇ ડાક્તર નહી! આપણે ડાક્તર વગર ચલવીશું." વિદ્યાચતુરને સ્વાભાવિક રીતે ઇંગ્રેજી વૈદ્યોઉપર પક્ષપાત હતો અને મલ્લરાજને વાંધો ન પડે તે માર્ગ શોધી ક્‌હાડી બંગાળી બાબુ ડાક્તરને જગા આપવામાં સાધનભૂત વિદ્યાચતુર જ હતો. બાબુ ડાક્તરને બોલાવવાનો વિચાર એને સુઝ્યો તે મલ્લરાજને ઘણાં કારણથી ગમી ગયું. બાબુ વિદ્વાન અને પ્રવીણ હતો, પ્રમાણમાં થોડા પગારમાં આવ્યો હતો, દૂર છેટેથી સગાંવ્હાલાં ઘણું ખરું આવે નહી એટલે એના પોતાના જ પેટનો રાજ્યમાં સ્વાર્થ, મુંબાઇ સરકારમાં માથું ઘાલવાનો એને લાગ નહી, બોલવે વાઘ પણ અંદરથી ગાય, ઇત્યાદિ અનેક કારણોને લીધે બાબુને મલ્લરાજે પસંદ કર્યો અને બાબુ આણવાનો વિચાર શોધનારને જશ આવ્યો. વિદ્યાચતુર પોતાને નોકરી અપાવનાર હતો તે જાણી તેમજ એને કેળવાયલો સમજી બાબુ એની સાથે મિત્રતા રાખતો. વિદ્યાચતુર ગજાર આગળથી ગયો તેનું કારણ તે સમજી ગયો હતો પણ ગુણસુંદરી વાસ્તે પોતાને નીચે ર્‌હેવા વધારે જરુર હતી તથા વિદ્યાચતુર એકલો પડવાથી ઉભરા ક્‌હાડી શાંત પડી પાછો આવશે જાણી બાબુ નીચે જ ખડકીમાં બેઠો.

સઉ બેઠાં છે એટલામાં દુઃખબા ધીમે ધીમે આવી અને ગુણસુંદરીને પુત્રીનો પ્રસવ થયાના સમાચાર કહ્યા. બહુ વધામણીની વાત ન ગણાઇ તે છતાં આર્યલોકનો સ્વાભાવિક સંતોષ સઉમાં જણાયો, “ચાલો, લક્ષ્મી પધાર્યાં” કહી સઉએ સંતોષ વાળ્યો અને પૃથ્વીપર નવા આવેલા બાળકને સત્કાર આપ્યો. **માનચતુરે** બાળકની માના સમાચાર પુછ્યા અને તેનું આરોગ્ય જાણી સર્વ આનંદ પામ્યાં. ડાક્તર કેટલીક સૂચના આપી ઘેર ગયો અને તે બારણા બ્હાર નીકળતા સુધી **વિદ્યાચતુર** તેની સાથે સંતોષભર છાનોમાનો વાતે: કરતો કરતો ગયો, અને ડાક્તરને વીદાય કરી પાછો પોતાની મેડીપર ગયો.

ગુણસુંદરી સુવાવડમાં સ્વાભાવિક રીતે ખાટલાવશ રહી. સઉયે પોતપોતાનું કામ તે વખતમાં ઉપાડી લીધું અને બેચાર દિવસ તો કામ સારી રીતે ચાલ્યું પણ ધીમે ધીમે ગૃહયંત્રનાં સર્વ ચક્ર શિથિલ પડયાં અને એ યંત્રની સંભાળ રાખનારીની ખોટ અને કીમ્મત જણાવા લાગી. પ્રથમ તો ઘરનાં સર્વ માણસને પોતપોતાની બાબતમાં જરી જરી અગવડ લાગવા માંડી. **માનચતુરની** સરભરા ઓછી થઇ, કારણ સરભરા કરનારને બીજાં કામમાં ગુંથાવું પડ્યું; એટલુંજ નહી પણ એ સરભરાપર દેખરેખ રાખનારી સુવાવડમાં પડી અને તેની ચતુરાઇ, ધીરજ, મ્હોંની મીઠાશ અને અંતરનું વ્હાલ, વગેરે દેખાડનાર કોઇ રહ્યું નહી અને ડોસો અકળાવા લાગ્યો. ઘરનાં કામમાં વાદ થવા લાગ્યો અને સુવાવડીની પણ સંભાળ એવીજ રહેતી. ધર્મલક્ષ્મીથી હેરોફેરો થતો નહી અને જરી જરી હેરોફેરો ગુણસુંદરી સારુ કરતી, પરંતુ પોતાની દેવસેવામાં હરકત પડવાથી એ હેરોફેરો કોઇ વખત થતો નહી; અને સઉનું કામ તે કોઇનું નહી એમ થતાં સુવાવડીને ખાવાપીવાનું પણ મોડું વ્હેલું થતું એટલું જ નહી, પણ તેના બાળકની પણ સંભાળ લેવાતી નહી. એક પ્રસંગ એવો બન્યો કે **માનચતુરનું** ઔષધ બપોર થતા સુધી કોઇએ તૈયાર કર્યું નહી, જમવાની વખત તો થાય શાની, અને ડોસો આકળો થઇને લાકડી લેઇ છાનોમાનો ઘરમાં સર્વ શું કરેછે તે જોવા ફરવા લાગ્યો. પ્રથમ તો **વિદ્યાચતુરની** મેડીએ ચ્હડ્યો. **વિદ્યાચતુર** પોતે બ્હારથી આવેલો પણ ભુખ લાગવાથી પલંગમાં સુઇ રહ્યો હતો અને ઉંઘી ગયો હતો. તેના પલંગપર માકણની હાર હતી, ચાદર મેલી થઇ ગઇ હતી, અને મેડીમાં વાસીદાનો કચરો એકઠો થયલો. સઉને ગાળો દેતો દેતો ડોસો નીચે ઉતર્યો અને રસોડે ગયો તો દુઃખબા રસોઇ કરવા ન્હાઇ હતી અને સઉ તૈયાર જેવું હતું પણ શાક સમાર્યા વિના પડી રહેલું અને

સામું જોઇ દુઃખભા પણ બેસી રહેલી. ડોસો વધારે ક્રોધમાં આવી ત્યાંથી ચાલ્યો અને પરસાળ ભણી ગયો તો ત્યાંની મેડીમાંથી ગાનચતુરનું ગાયન સંભળાયું અને નીચે ચંડીકા હીંચકાપર સુતી હતી તેની સાથે હાથમાં સાવરણી લેઇ ચંચળ વાતો કરતી હતી તે બેમાંથી કોઇએ વાતના રસમાં ડોસાને દીઠો નહી. ગજાર ભણી જાયછે તો સુન્દર બીચારી એકલી ઘડીમાં સુવાવડીનું ઔષધ તૈયાર કરે અને ઘડીકમાં ઘોડિયામાંના બાળકની સંભાળ રાખે, અને ગુણસુંદરી ખાટલામાં સુતી સુતી ભુખે પેટ ડાગતી સુન્દરને સૂચના આપે. ક્રોધ હતો તેમાં દયા ઉમેરી ડોસો પરસાળ બ્હાર નીકળ્યો તો અગાશીમાં છોકરાં ધમ્મામુક્કી કરે, ઘરનું બારણું ઉઘાડું તેમાં આવી શેરીનું કુતરું જીભ ક્હાડી હાંફતું હાંફતું ઉભેલું, અને બારણે સામે કુવો હતો ત્યાં પાણી ભરવા ગયલો ચાકર કોઇની સાથે ગપાટા મારે. ડોસો, કુતરાને હાંકી, બારણું વાસી, ધર્મલક્ષ્મીની ઓરડી ભણી ગયો. ડોશી દેવસવામાં હતાં. દ્હાડો ઘણો ન્હાસો હતો તેથી દેવના દીવામાંથી ઘી અને વાટ બે થઇ રહ્યાં હતાં, દીવો ઘેર ગયો હતો, અને દ્હેરાસર પરના પાટિયાપર ડોશી રુ, ઘી, અને દીવાશળી શોધતાં હતાં અને ડોસો બારણામાં ઉભો હતો તેના ભણી એની પુઠ હતી. સઉની રીસ ડોસાએ ડોસી ઉપર ક્હાડી. બોલ્યા ચાલ્યા વિના વગરન્હાયલા ડોસાએ દ્હેરાસરના પાલખાને અડકી બધા દેવ ઉપાડી લીધા અને પોતાનો ઘસારો માલમ ન પડે એવી રીતે નીકળી જઇ ઘરના ટાંકા આગળ જઇ તેમાં દેવને પધરાવવા વિચાર કર્યો. પણ કાંઇક વધારે શાંત વિચાર થવાથી તેમાં ન નાંખતાં પાણી પીવાની ગોળીમાં બધા દેવને નાંખી દેઇ છાનોમાનો પોતાને ઠેકાણે જઇ સુઇ ગયો અને શું તાલ થાયછે તે જોવા લાગ્યો.

ડોસાડોસીના સ્વભાવમાં ઘણીક જાતનો ફેર હતો. છતાં તેમનો સંસાર નિર્માલ્ય ન હતો. ડોસો ન્હાનપણમાંથી બુદ્ધિવાળો હતો; અને કાંઇ પણ કામમાં પડે તે તેને આવડી જતું; એટલુંજ નહી, પણ તેની સાથે જે કામ હાથમાં લે તે ત્વરાથી આટોપવાપર તેની દૃષ્ટિ ર્‌હેતી અને તે કરી દે તે શીવાય તેને જંપ વળે નહી. કામ કરવા બેસે તે પ્રસંગે ગમે તે હરકત આવે તેને દૂર કરતાં કદી આચકો ખાતો નહી; પછી તે હરકત કોઇના સ્વભાવની હો કે પોતાના સ્વભાવની હો, દૈવી હો કે માણસની હો, ધર્મની હો કે નીતિની હો, સ્વાર્થની હો કે પરમાર્થની હો—ડોસાને મન તો એટલી જ વાત કે તે હરકત દૂર કરી ધારેલો અર્થ સિદ્ધ કરવો. માણસના સ્વભાવની હરકત આવે ત્ય

તે માણસ પારકું હોય તો તેને સમજાવી, ફોસલાવી, ઉંધું ચતું સમજાવી, ને જરુર પડે તો આશ ને ફાવે તો ત્રાસ આપી, તેના સ્વભાવને પોતાને વશ કેમ કરી દેવો તેનો અભ્યાસ **માનચતુરે** ન્હાનપણમાંથી કર્યો હતો. તે માણસ પોતાનું હોય તો સીરજોરીથી કામ કરાવતો. પોતાના સ્વભાવની હરકત દૂર કરવાની હોય તો, અને ધારેલું કામ કરવા જતાં ખરેખરી ન જ ગમે એવી વસ્તુ કરવી પડે તો, તેમ કરતાં જરી પણ અચકાતો નહી, અને મ્હાવત હાથીના કુંભસ્થળપર અંકુશ વાપરે તેમ પોતાના મર્મસ્થળમાં પેશી તેને પ્રસંગવશ કરી નાંખે એવી અર્થાનુસારી બુદ્ધિ રચી દેતો અને અણગમતી વાત કરવી પડે તે અણગમાના બદલામાં ધારેલો અર્થ ઝટ પાર પાડવામાં પુરુષાર્થ અને યશ માનતો. એ કાંઇ જાતે નાસ્તિક અથવા અનીતિને રસ્તે ચ્હડેલો ન હતો અને કામમાં હરકત ન થાય ત્યાંસુધી ધર્મ અને નીતિ ઉભય સાચવતો, પણ પોતે આવો દૃઢ અને બળવાન સ્વભાવનો માણસ હોવાથી પ્રસંગ પડચે એ કશાને ગાંઠતો નહી એમાં કાંઇ નવાઇ ન હતી. ધર્મઉપર અત્યન્ત આસ્થાવાળી અને વૃદ્ધાચાર તથા લોકાચારના હવાપાણીમાં જન્મથી વસવા પામેલી **ધર્મલક્ષ્મી** ઉઠે ત્યાંથી સુતા સુધી ડગલે ડગલે ધર્મના નિયમ જાળવતી અને ધર્માચારના પ્રશ્નોનું નિરાકરણ કરતાં શાસ્ત્રિયોને પ્રવીણતા વાપરવી પડે તેટલીજ પ્રવીણતા અને શ્રમ લોકાચારનો નિર્ણય કરવામાં વાપરતી. ગામની અને જ્ઞાતિની સ્ત્રિયો લોકાચારના પ્રશ્ન લેઇ **ધર્મલક્ષ્મી**પાસે આવતી; તેમને ઉત્તર દેતી વખત ડોશી જુના કાળનાં કંઇ કંઇ દૃષ્ટાંત કૃહાડતી, કંઇ કંઇ પાનાં જીભઉપર ઉથલાવતી, કંઇ કંઇ નિયમ શોધી કૃહાડતી, અને સામાના મનમાં બેસી જાય એવા કંઇ કંઇ માર્ગ દેખાડી આપતી હતી. **માનચતુર** આ સઉ જોઇ ખુશી થતો, નવા નવા પ્રશ્ન ઉઠાવવામાં અને ડોશીની ચતુરાઇ કસી જોવામાં ગમ્મત માનતો, અને "બૈરક શાસ્ત્ર" ની શાસ્ત્રિણીની નાતમાં પ્રતિષ્ઠા જોઇ જરીક ગર્વ પામતો. નાતમાં કંઇ પ્રશ્ન ઉઠે એટલે સઉ કોઇ એમ ક્‌હેતું કે "જાવ, **ધર્મલક્ષ્મી** એનો માર્ગ બતાવશે." આવી સ્ત્રીના વ્હેમ હદ કરતાં વધારે થાય, ન્હાની ન્હાની બાબતમાં અંટીવાળે આવે, અને મ્હોટી બાબતોમાં પણ પ્રસંગે પત્થરની ભીંત રસ્તાવચ્ચે ચણી લીધી હોય તેમ આડે આવીને ઉભા ર્‌હે એ સ્વાભાવિક હતું. આ સ્વભાવથી હરકત ન થાય ત્યાં સુધી તો **માનચતુરને** ગમતું, પણ હરકત થાય ત્યારે એ હરકત દૂર કરવા તત્પર થતો. ઘણું ખરું મશ્કરીઓ કરી કરી, કેટલીક વખત આજ્ઞા કરી, કેટલીક વખત

સમજાવી, કેટલીક વખત સ્વામી નાખુશ થશે એમ જાતેજ સમજીને સ્ત્રી ચાલે એવી વગરબોલ્યે યુક્તિયો કરી, કોઇ વખત તો બીજાજ બોઇ વિવાહનું વર્પ્ણ કરી મુકી, અને એવી અનેક પણ ગમે તે રીતથી માનચતુર ધર્મલક્ષ્મી ભણીની સર્વ હરકતો ખંખેરી નાંખતો. ગુણસુંદરીની સુવાવડમાં પોતાના ઘરમાં જે જ્યાં ને તે ત્યાં થયું જોયું. ધર્મલક્ષ્મી વગર રથનું ચક્ર હવે ચાલે એમ નથી અને એ તો પોતાના જ ખટકર્મમાં પડેલી તેથી કાંઇ જલદ ઉપાય વગર એને ભાન નહી આવે એવું ધારી ડોશીના દેવને ગોળીના પાણીમાં ઝબકોળી પોતાની ઓરડીમાં સુતેલો ડોસો, જામગરી સળગાવી બન્દુકનું નીશાન બરોબર વાગે છે કે નહી તે જોતો હોય તેમ, નીરાંતે પડેલો દેખાતો છતાં અત્યંત આતુરતાથી શું થાયછે તેની વાટ જોવા લાગ્યો, જોતો જોતો નીચલો ઓઠ દાંત તળે ચુસવા લાગ્યો, અને આંખો ચગાવી મુછે તાલ દેવા લાગ્યો.

ડોશીને દીવાશળી જડી અને તેણે દીવો પ્રકટાવ્યો અને પાલખાપાસે દીવો મુકે છે તો દેવ ન મળે. ડોશીના દીલમાં ત્રાસ પડ્યો અને ચમકી પાલખાની તળે તથા ચારે પાસે શોધવા લાગ્યાં. ભક્તિવાળી ડોશીને સમજણ ન પડી કે આ શો ચમત્કાર થયો. ડોશી દેવસેવાની ઓરડી બ્હાર આવ્યાં પણ ત્યાં કોઇ હતું નહી. "બારણું ઉઘાડી અંદર "આવી દેવને કોઇ છાનુંમાનું ચોરી તો નહી ગયું હોય? મ્હારું ધ્યાન "બીજી પાસ હતું"—આ વિચાર થતાં વધારે ફાળ પડી અને બારણું ઉઘાડે તો ડોસાએ ક્હાડી મુકેલો કુતરો ઉભેલો અને કુવે ચાકર ગપાટા મારે. "કોઇ ઘરભણી આવ્યું હતું?" એમ ચાકરને પુછ્યું અને ધમકાવી તેને ઘરમાં બોલાવ્યો. ઘરમાં પાછાં ફરી અકળાઇ બુમ પાડી: "ચંચળ! ચંચળ! આ જોને મ્હારા દેવ ક્યાં ગયા?" બુમ સાંભળી હાથમાં સાવરણી ઝાલી ચંચળ આવી, તેની પાછળ ચંડિકા, તેની પાછળ સુંદર, બીજી પાસથી દુઃખબા, અને ઘરનાં છોકરાં સઉ આવી ચોકમાં ભરાઇ ગયાં. પુછાપુછ અને શ્હોર બકોર થઇ રહ્યો. એક પાસથી ગાવાનું બંધ કરી ગાનચતુર આવ્યો અને બીજી પાસથી વિદ્યાચતુર સફાળો જાગી દાદરપરથી ઉતર્યો. દેવ ક્યાં ગયા તે વીશે ઉપરાઉપરી પ્રશ્નો અને ઉત્તર થવા લાગ્યાં અને સૂચનાઓ તથા શોધાશોધ થઇ રહી. દુઃખબા ક્હે કોઇ છોકરાં દેવને રમવા લેઇ ગયાં હશે. ચંચળ અને ગાનચતુરને એમ વિચાર થયો કે ઉંદર તાણી ગયા હશે, વિદ્યાચતુર ક્હે "પાલખામાંથી ગરબડી ગયા હશે—આશપાશ ફરી શોધો."

છેવટે ડોસો આંખો ચોળતો ચોળતો લાકડીપર ટેકી બ્હાર આવ્યો અને ગુસ્સે થઇ બોલ્યોઃ "આ શું તોફાન માંડ્યું છે ? ઘરમાં ન કોઇને "ખાવાની ચિંતા ને ન કોઇને ખવરાવવાની ચિંતા. એક વાગી ગયો "ત્યાંસુધી જાણે ઘરમાં બઇરું જ ન હોય તેમ નથી કોઇ પુછતું, કે "ખાવાની કેટલી વાર છે અને નથી કોઇ કહેતું કે જમવા ઉઠો !" વિદ્યાચતુર કહે "પિતાજી, માતુઃશ્રીને દેવ નથી જડતા તેની આ "ભાંજગડ છે. અચિન્ત્યા પાલખામાંથી ક્યાં ગયા તે જણાતું નથી."

**માનચતુર**—દેવ એના જડવાના હશે તો જડશે ને નહી જડવાના હોય તો નહી જડે. પણ આ બધા જીવતા પરમાત્માના પેટની ચિંતાફીકર હોય કે ન હોય? એવી ચિંતા ન રાખે તેનાપર તો દેવ ન કોપતા હોય તો કોપે અને દ્હેરાસર વાસેલું હોય તેમાંથી અદૃશ્ય થાય તો ઉઘાડા પાલખાનું શું પુછવું ? ચાલ, દુઃખબા, અમને જમાડ તરત. એને તો દેવ જડશે ત્યાંસુધી લાંઘણો કરવી પડશે.

ડોશીને એક દુઃખમાં બીજું દુઃખ આ વચન સાંભળવાનું આવ્યું. કઠોર તીક્ષ્ણ વચન અને તેમાં પણ ઇષ્ટદેવને તિરસ્કાર : આ સાંભળી ચારપાસ અને પોપચે કરચલિયો વાળી આંખોમાં ધર્મલક્ષ્મીને આંસું ભરાયાં, અને કાન ઉપર હાથ દેતી દેતી, બોલી, "અરેરે, આવાં ના- "સ્તિક વચન ન બોલતા હો તો શું થાય ? સતજુગમાં દેવની સેવા કર્યાનું "ફળ છે તેથી વધારે ફળ કળજુગમાં દેવસેવા કરાવ્યાનું છે. આ "અવતાર આટલું આટલું દુઃખ તમે ખમો છો અને હુ ખમુંછું ને "આવતે અવતારે પણ ખમવું છે ? આપણે તો એક બીજાનાં પુ- "ણ્યપાપનાં ભાગિયાં છિએ. તમારાથી થતું નથી ને મ્હારે હાથે થવા "દેતા નથી ! બળ્યું આ પેટ ને બળ્યા આ ધોળા વાળ ! પેટે દેવની "નિન્દા કરાવીને ધોળા વાળે પણ દેવનું સ્મરણ ન કરાવ્યું. ! દેવસેવાનું "પુણ્ય હશે તો આ છોકરાં પણ સારાં ઉઠશે. કંઇ તો વિચાર કરો. "દુઃખબા ! **ચંચળ** ! **ચંડીવહુ** ! આ તમારા પાપને લીધે મ્હારે આ "વચન સાંભળવાં પડ્યાં ! ન્હાની વહુ ઘરમાં હરતી ફરતી હોય તો "મ્હારે આ વખત ન આવે !—તમે મહીનો માસ પણ ઘરની સંભાળ "ન રાખી શક્યાં—**ચંચળ** ! દેવ ક્યાં ગયા તે હું સમજી છું; ત્હારા "બાપનો સ્વભાવ તને ખબર છે. જા. એમને અને સઉને જમાડ, "મ્હારે તો દેવ જડે ત્યાંસુધી જમવું નથી." આંખે આંસુ ન માય એમ રોતાં રોતાં ડોશી દેવના પાલખા આગળ બેસી રોયાં અને આખરે પાલખા આગળ નાકલીટિયો તાણી દેવને કાલાંવાલા કરવા લાગ્યાં:

"મહારાજ, ક્ષમા કરો—એમના કર્યા સામું જોશો નહી—એમનું પાપ
"મને આવજો ને મ્હારૂં પુણ્ય એમને જજો! પણ ક્ષમા કરો!"

ઘરમાંનું સર્વ મંડળ ભરાયું હતું તેમાં સઉની સાથે લ્હડતો લ્હડતો ડોસો સઉને ધમકાવવા લાગ્યો. દુઃખબા સામે આંખો ક્હાડવા લાગ્યો, ચંચળ સામે ઓઠ કરડવા લાગ્યો, ચંડીકા સામે દાંત પીસવા લાગ્યો, ગાનચતુર સામે ચાળા કરવા લાગ્યો, ચાકર સામે દૂરથી હાથ ઉગામવા લાગ્યો; વિદ્યાચતુર ઉપર પક્ષપાત દેખાય નહી માટે તેની પુઠ કરી તેને ન દેખતો હોય તેમ ઉભો, સુન્દરગૌરીના સામું જોયું નહી; અને ઘરની અવ્યવસ્થા બાબત પોતે જેટલું સુતાં સુતાં જોયાં કર્યું હતું અને જેટલા જેટલા જેનાં અપલક્ષણ હતાં તે તે તેમને સઉને ધમકાવી ધમકાવી ક્હી બતલાવ્યાં અને ગાળો ઉપર ગાળો દીધી. આખરે સુન્દરગૌરીને ગુણસુંદરીની તપાસ રાખવા ગજારમાં મોકલી દીધી અને ચંડીકાને તથા પોતાની બે દીકરિયોને લાકડી ઉગામી ઘરબ્હાર ક્હાડી મુકી સાંકળ દેઇ, ગાનચતુરને હુકમ કર્યો કે "આપણે "સઉને સારૂ જમવાનું તૈયાર કર—રાંડોને તો આમ જ ઘટે." વિદ્યાચતુર ન્હાનપણમાંથી પરદેશ રહેલો એટલે પિતાનું આવું ઉગ્ર સ્વરૂપ જોવાનો વારો તેને આજ જ આવ્યો, અને આશ્ચર્યથી આભો બની, હડપચીએ હાથ દેઇ, શું કરવું કે ક્હેવું તે ન સુઝવાથી દિઙ્મૂઢ જેવો બની પોતે ઉભો હતો ત્યાં ને ત્યાં જ ઉભો રહ્યો. બ્હાર લોકો ભરાઇ ગયા અને બારણાં હચહચાવી મુક્યાં. નાટક વધી ગયું જોઇ, ડોસો હાથમાં નથી એવું સમજી, આખરે ડોશી દેવમન્દિર છોડી પાછાં બ્હાર આવ્યાં. આંસુ લોહી નાંખ્યાં. મહાદેવના ગુણ તપોધન જાણે તેમ ડોસાનો સ્વભાવ વર્તી જનારી ડોસીને પોતાનો સ્વભાવ બદલવો પડ્યો. ધર્મ અને આચાર ઉભયને ઠેકાણે વ્યવહારને આગળ કરવામાં આગ્રહ ધરનારો પતિનો સ્વભાવ છે અને એ સ્વભાવ સમુદ્રના મોજાપેઠે અત્યારે ઉછાળા મારી રહ્યો છે, તેના સામા થવા કરતાં તેને વશ થવાથી તેના હેલારાનું બળ ઓછું લાગશે એ ભાન ડોશીને આવ્યું. એ ભાન આવવાની સાથે ડોશીની સ્વાભાવિક બુદ્ધિ સ્વચ્છ બની, ડોસાના વચનમાં સત્ય હતું તે સમજાયું, ઘરની અવ્યવસ્થા દૃષ્ટિ આગળ તરવા લાગી, તેનો ઉપાય પોતાના જ હાથમાં આવે એવો હતો તેને લીધો, હૃદયને શાંત કર્યું, મુખ ગંભીર કર્યું, કુટુંબનું હિત જાળવવું એ પણ એક ધર્મ છે એવો વિચાર થયો, એ ધર્મ સાચવવાથી ઘણા જીવને સુખ થાય છે એ દેખાયું, ઘણા જીવનું કલ્યાણ થાય એવા ધર્મને સર્વ ધર્મથી

મ્હોટો કેમ ન ગણવો એવો પ્રશ્ન મનમાં ઉભો થયો, સર્વ સૃષ્ટિ જેને વ્હાલી છે અને સઉ સૃષ્ટિના સુખનો ભરનાર વિશ્વમ્ભર તેને એજ ધર્મ સઉથી વ્હાલો હોવો જોઇએ એવી શ્રદ્ધા ઉત્પન્ન થઇ, શ્રદ્ધા થતાં તે ધર્મમાં પ્રવૃત્તિ થઇ, અને એ ધર્મની ઉત્સાહી ડોસી દેવનું દુઃખ ભુલી પતિદેવ ભણી ચાલી; ઘરની અવ્યવસ્થા, પતિનાં વચન, ઘરષ્હાર જામી જતો ફ્જેતીનો ખેલ, અને કુટુંબનાં સર્વ મંડળનું દુઃખ—આ સર્વ સરોવરમાંથી નીકળતી કુટુંબવત્સલતાના પવિત્ર પ્રવાહમાં ડોશીની બુદ્ધિ ન્હાવા લાગી, અને નદી સમુદ્રપાસે જતાં પોતાનો પટ વધારે વધારે પ્હોળો કરે તેમ પતિની પાસે જતી જતી અને પતિની ઇચ્છા જાણી વળતી વળતી ડોશી પોતાના અંતઃતકરણને વધારે વધારે ઉદાર કરવા લાગી. તેનામાં થયેલો ફેરફાર તેને આવતી જોતાંજ તેનો પતિ સમજી ગયો. ડોસાના મનનો અર્થ મનમાં સિદ્ધ થયો જણાયો.

ડોશી ન્હાનપણથી ધર્મસંસ્કારનું બન્ધન પામી હતી. પુરુષો કરતાં સ્ત્રી જાતિમાં કેટલાક ગુણ વધારે વિકાસ પામે છે, અને પુરુષો કરતાં તેમની બુદ્ધિ—તેમનાં શરીર પેઠે—વ્હેલી પકવ થાય છે, તેનું ધર્મલક્ષ્મી એક દૃષ્ટાંત હતું. છેક ન્હાનપણમાંથી તેના હૃદય ઉપર જે જે સંસ્કાર પડતા તે તરત એ ગ્રહી લેતી. એના બાપ ધર્માંધ હતા અને તેના ઘરમાંથી ધર્મના સંસ્કાર ધર્મલક્ષ્મીપર કુમળી વયમાંથીજ વજ્રલેપ થયા હતા. એનું દશેક વર્ષનું વય હતું ત્યારે તો શેરીની સર્વ કન્યાઓમાં ધર્મલક્ષ્મી જેવું બીજું કોઇ ધાર્મિક ગણાતું ન હતું. એનામાં સારી બુદ્ધિ છતાં આ ધર્મસંસ્કાર જડ થાત અને એ છેક ધર્માન્ધ બનત તો તેના ઘરપ્રમાણે કાંઇ નવાઇ ન હતી. પણ **માનચતુરના** ઘરમાં ગયા પછી એને, **માનચતુરને** દેશપરદેશ નોકરીમાં આથડવું પડતું, તેની સાથે ફરવાનું થતું અને પરદેશમાં ધર્મલક્ષ્મીના સંસ્કાર સાચવવા કઠણ હતા. તેમાં વળી **માનચતુરનો** સ્વભાવ ઉગ્ર હતો એટલે ગૃહિણીને વખત જોઇ ગીત ગાવાં પડતાં હતાં. આ પતિનો સ્વભાવ વેઠવો એ તરવારની ધાર ઉપર ચાલવા જેવું હતું, અને કન્યાવયમાંથી જ ઈશ્વરે સૂક્ષ્મ બુદ્ધિ આપી ન હત તો ધર્મલક્ષ્મીનો પતિસાથે એક રાગ થાતજ નહી. લોક એવું કહેતા કે “આવા “**માનચતુરનો** મીજાજ ધર્મલક્ષ્મી જ જાળવે—બીજી હોય તો એના “ઘરમાં પળવાર પણ ટકવા ન પામે.” ધર્મિષ્ઠ છતાં ધર્માન્ધ ન બની, દુર્વાસા જેવા પતિના ઘરમાં વૃદ્ધાવસ્થાપર્યંત રહી શકી, અગ્નિ જેવા પતિની પ્રીતિ મેળવી છેવટ સુધી સાચવી શકી અને તેના ઉપર પોતે પ્રીતિ રાખી શકી, અને વળી તે સર્વ સાથે પોતાના ધર્મસંસ્કાર

છેવટ સુધી જાળવી રહી; આ સર્વ અદ્દ્ભુત પરિણામ ધર્મલક્ષ્મીની શુદ્ધ વત્સલતા, પૃથ્વી જેવી ક્ષમા, વિષ્ણુ જેવી શાન્તિ, સૂક્ષ્મ બુદ્ધિ, અને ઉંચી કુલીનતા: તે સર્વનું દુર્લભ ફળ હતું. એ સર્વ ગુણોનો આ પ્રસંગે આવિર્ભાવ થતો વિદ્યાચતુરે આજ પ્રથમ જ જોયો અને એ જોતાં જોતાં આ ગુણવાળી સ્ત્રી પોતાને મળી છે એ વિચારથી એનું હૃદય ગર્વવડે ફુલવા લાગ્યું.

ડોસો ક્રોધથી રાતો થયો હતો અને તેનાં અવયવ માત્ર કંપતાં હતાં. તેની આંખમાં લોહી તરી આવ્યું અને કપાળે ભ્રુકુટિ ચ્હડી આવી,—જાણે નરસિંહાવતાર પ્રકટ થયો. દેવને થયેલા અપમાનથી ડોશીને તીવ્ર વેદના થતી હતી એટલે બળાત્કાર કરતાં પણ તેના મુખપર સ્મિત તો ન ફરકી શક્યું, પણ એ પોતાની વેદના ઢાંકી શકી અને પતિનો ક્રોધ શમાવવા ચાલી. તેનું શરીર વૃદ્ધ પણ બાંધી દડી જેવું હતું. ધીમાં પણ સ્થિર પગલાં ભરી, ગંભીર આકાર ધરી, તે પતિ પાસે આવી. તેનું વૃદ્ધ હૃદય ધડકતું દેખાતું હતું, દાંતના આધાર વગરના ગાલ અંતર્ના વિકારથી ભરાવા લાગ્યા દેખાયા, જુવાનીના તેજ વિનાની પણ બુદ્ધિની તીવ્રતાએ અંદરથી ચળકતી આંખ ઉપર પાણીનું પડ બંધાયું, અને નિષ્કલંક ધોળા કેશ નીચે કેશ જેવીજ વાંકી ચુકી કરચલિયો ભરેલા ગોરા કપાળ ઉપર પરસેવો વળ્યો તેણે સૌભાગ્યચિન્હનું કુંકુમ ભીનું કરવા માંડ્યું.

“હા, હું તમારો ભાવાર્થ સમજી. હું શું કરું ? મ્હારો સ્વભાવ “છે તે દેવસેવામાં ચિત્ત પરોવાય છે ત્યારે ઘરસેવાપર રહેતું નથી. “મ્હારો વાંક હું કબુલ કરુંછું. પણ આટલો બધો કોપ ન ઘટે— “ત્રણ જણિયોને બ્હાર ક્હાડી તે ઘેડફજેતી થાય છે ને લોક બારણે “ભરાયા છે.”

ડોશી ધીમે ધીમે ચાલી અને બારણાં ઉઘાડી ત્રણેને ઘરમાં બોલાવી લીધી, ડોસો દ્વાર ભણી જોઇ રહ્યો, ગયો, અને લોકને ધમકાવી ક્હાડી, બારણાં બંધ કરી, પાછો આવ્યો.

“જા ! દેવને પાણીની ગોળીમાંથી ક્હાડી લે ! આજ તો ગોળી“માં નાંખ્યા, પણ હવે ભુખે મારીશ તો કુવામાં નાંખીશ:” ડોસો વિકરાળ અને રાતીચોળ આંખો કરી બોલ્યો. એના ક્રોધને શમતાં શમતાં કલાક લાગતો હતો. ડોસી બીચારી પાણી ભરેલી ગોળીમાં હાથ ઘાલી દેવને લેઇ આવી—બીજાં બધામાંથી કોઇને ડોસીનું એટલું

કામ કરવું ન સુઝયું. દેવને દ્હેરાસરમાં લેઇ જઇ, અશ્રુપાત કરતાં કરતાં છાતીસરસા ચાંપી, પાછા પાલખાપર પધરાવી, ઘરકામમાં વળગી અને આજથી ધર્મલક્ષ્મીની દેખરેખ નીચે આ ઘરનો સંસાર પાછો ઠેકાણે આવી રસ્તે પડયો દેખાયો. પણ દેવને અપવિત્ર સ્થળે નાંખ્યા તે વાતનો ડંખ ડોશીના દીલમાંથી મરણસુધી ગયો નહી.

પણ ઘરનાં કામકાજની ચિંતાથીજ ઘરસંસારની સિદ્ધિ પુરી ન થઇ. ડોશી તો સઉની પાસે કામકાજ લેતી, પણ અવસ્થાનું શરીર તેથી જાતે ફરી વળાતું નહી અને તેની આજ્ઞાઓ કેટલી પળાતી તે જાણવાનું સાધન તેની પાસે ર્‌હેતું નહી. "શેઠની શીખામણ ઝાંપા સુધી પ્હોચે" એ ક્‌હેવત પ્રમાણે થતું. જુવાન સ્ત્રીમંડળમાં ધીમે ધીમે ડોશી કોહ્યાં અને કચકચિયાં ગણાવા લાગ્યાં. સર્વના હૃદયપર ડોશીની સત્તા ઓછી થઇ, તેની સાથે તેનો આજ્ઞાભંગ થવા લાગ્યો, તેને અંતે સઉ તેને પ્રથમ મનમાં ગાળો દેવા લાગ્યાં અને ધીમે ધીમે કવચિત્ ઉઘાડું અપમાન તથા નિન્દા કરવા લાગ્યાં. ડોશી અકળાવા લાગી, ડોસાપાસે ફરિયાદ કરવા લાગી, અને ગજારમાં ગુણસુંદરી પાસે જઇ વખતોવખત રોવા લાગી. સુવાવડી વહુએ સાસુની શુદ્ધ પ્રીતિ મેળવવામાં આ પ્રસંગનો લાભ લેઇ લીધો અને બુદ્ધિશાળી, વૃદ્ધ અને અનુભવી સાસુ કરતાં જુવાન અને ઉગતી વહુની બુદ્ધિ ચ્હડિયાતી છે એવું આથી સિદ્ધ થયું. જે વ્યવસ્થા સાસુથી ન થઇ શકી તે વ્યવસ્થા કરવાની મ્હારે કરવી પડશે એવું વહુને લાગ્યું અને વૃદ્ધ સાસુને માથેથી ભાર ઉપાડી લેવામાં હું ફાવીશ એવી આશાની હોંસીલી વહુ કામકાજ કરવા હું કયારે શક્તિવાળી થઇશ એ વિચાર આતુરતાથી કરવા લાગી. આ ભાર તો ગુણસુંદરીને માથે મૂળ હતો તે જ પાછો પડવાનો હતો પણ બીજી કેટલીક જાતનો ભાર એવો પડવાનો હતો કે તેનો તેને અનુભવ સરખો ન હતો.

હીંદુ સંસારમાં સુખદુઃખનાં રૂપ ભાતભાતનાં છે. અનુભવ અથવા અવલોકન વિના તેની કલ્પના પણ કઠણ છે. ગુણસુંદરીના મનમાં એક વખત એમ હતું કે મને સઉ વાતનો અનુભવ વીતી ગયો છે પણ જ્ઞાન તેમ જ અનુભવની સીમા નથી એટલું જ નહી, પણ ઉભય વિષયમાં ઉગતાં બાળકને કલ્પના જ થતી નથી કે દેખીતા જ્ઞાન અને અનુભવની પાછળ બીજું કાંઇ હશે. જેમ જેમ અભ્યાસ અને વય વધતાં જાયછે તેમ તેમ નવી નવી જાતનાં જ્ઞાન અને અનુભવ પર્વતના શિખર પાછળના શિખરો પેઠે—સમુદ્રના મોજા પાછળના મોજા

પેઠે—દૃષ્ટિમર્યાદામાં દૃષ્ટિ આગળ ખડાં થાયછે અને મન એ ચમત્કારનું સાક્ષી બનતાં બનતાં ઈશ્વરની અનંતતામાં તલ્લીન અજાણતાં થઇ જાયછે—અનંત અનુભવનાં એક પછી બીજાં પગથિયાં જુવે છે અને તેપર ચ્હડે છે. પોતાના ઘરમાં દિવસે દિવસે વધતી રચના જોઇ, નવરી પડેલી સુવાવડીનું મગજ આવા આવા વિચારોથી ભરાઇ ઉચ્ચગ્રાહી વિષયોનું ગ્રાહક થતું અને ડગલે ડગલે કહેતું કે "આ પણ એક નવો "અનુભવ—હવે કાલ બીજો—શો અનુભવ થવા સરજેલો હશે?" ક્ષુદ્ર ઘરસંસારમાં પણ પર્યેષક બુદ્ધિને જોઇએ તેટલા વિચાર જડી આવે એમ છે અને મનને કેળવણી આપવા ચારે દિશારૂપી મુખોમાંથી ઈશ્વરનું બ્રહ્મસ્વરૂપ શ્રુતિયો સંભળાવી રહેછે. સુવાવડના ખાટલાઉપર, અને ગજારનાં અંધારામાં, આધિવ્યાધિથી ઉકળતા મગજમાં આવી તીવ્ર કવિતા ઉભરાતી હતી અને નવા જન્મેલા બાળકની સમોવડિયણ બનતી હતી.

જે દિવસે માનચતુરે તોફાન મચાવી મુક્યું તેને બીજે દિવસે ગુણસુંદરીની સહિયર યશોદા ખબર જોવા આવી અને એકાંતમાં ગામમાં સંભળાતા સમાચાર કહ્યા: "એવી વાત ઉડી છે કે વિદ્યાચતુરે "ગઇ કાલ ઘરમાંથી બે બ્હેનોને અને ભાભીને કહાડી મુક્યાં, ડોશીએ "તેમને મનાવીને ઘરમાં આણ્યાં, અને તે બાબત માદીકરો લ્હડયાં "અને વિદ્યાચતુરે ચ્હીડાઇને પાલખામાંથી ડોશીના દેવને નાંખી દીધા!" નિર્દોષ પતિની નિન્દા સાંભળી પતિવ્રતાને અત્યંત દુઃખ થયું અને મ્હોડે તો શાંત રીતે સઉ વાતનો ખુલાસો કર્યો; પણ મનમાં બધા કુટુમ્બ ઉપર તિરસ્કાર થયો, પળવારમાં મટી ગયો, અને સઉ ગયાં એટલે મ્હોંપર હોડી સુઇ ગઇ અને બે કલાક સુધી તેવી સ્થિતિમાં છાનુંમાનું રોઇ અને તેથી અંતે તાવ આવ્યો તે કોઇએ જાણ્યો પણ નહી.

બે ત્રણ દિવસ થયા એટલે નવું ધતીંગ જાગ્યું. ઘરનો સામન પરસાળની પાછળની મેડીમાં રહેતો, તે સામન લેવા લાવવા સુંદરગૌરીને જવું પડતું. એ અનાથ વિધવાનું આ ઘરમાં ગુણસુંદરી શીવાય બીજું કોઇ ન્હોતું. સર્વ સ્ત્રીમંડળ એના ભણી કડવી આંખે જોતું, અને પુરુષવર્ગને એની કાંઇ પડી ન હતી. તે છતાં દેરાણીની મમતા એને સુખી રાખતી. એક દિવસ નીચે સર્વ સ્ત્રીમંડળ જમવા બેઠેલું હતું અને પુરુષવર્ગ જમી કરી પોતપોતાને સ્થાનકે વેરાઇ ગયો હતો. તેવામાં ગુણસુંદરી સારૂ ઔષધની સામગ્રી લેવા વ્હેલી વ્હેલી જમી સુંદરગૌરી પરસાળની મેડિયે ચ્હડી. બપોરના બાર વાગ્યા હતા, અને અગાશીમાં

તપતો તડકો ધીમે ધીમે મેડીની બારીમાં ખસતો ખસતો આવતો હતો. એ તડકામાં વિધવા યુવતિ પળવાર ઉભી રહી અને તેના ગૌર ગાલ તડકાથી રાતાચોળ થતાં વાર ન લાગી. બારીની પાછળનાં હાંલ્લાંમાંથી નીચી વળી તે સામન ક્‌હાડવા લાગી, સૂર્ય ઉપર આવેલા વાદળાં પેઠે તેનું સાદું કાળું વસ્ત્ર બારીના પવનથી જરી જરી ઉડતું હતું, અને વાદળાંમાંથી સૂર્યનું બિમ્બ કોઇ કોઇ ઠેકાણે દેખાઇ આવે તેમ એનો વાંસો દેખાતો હતો. મેઘના ધનુષ્ય પેઠે એ વાંકી વળી હતી. માથાની એક લટ સરી પડી આલમ્બમાન પયોધરભારને ટેકવી રાખવા સ્હાઇ લેતી લાગતી હતી. વસ્ત્રની નીચલી કોર અને તડકાવાળી પૃથ્વી, એ બેની વચ્ચે આવી ગયેલી પગની સોનેરી મ્હાનિયો ચળકારા મારતી હતી અને જોનારને જો બે આંખો હોયે તે બેયે આંખોને એ ચળકારાથી ભરી નાંખી—આંધળી કરી દેવા—યત્ન કરતી હતી. આમ આંધળી થનારી પણ આંખો દૂર ન હતી અને પોતાનું કામ કરવામાં લીન થયેલી નિર્દોષ સ્ત્રી જાણતી ન હતી કે અત્યારે મ્હારાપર કોઇની દૃષ્ટિ પડે છે.

પુરુષ ભોક્તા અને સ્ત્રી ભોગ્ય, એ બુદ્ધિ મનુષ્યના મ્હોટા ભાગને અને પશુપક્ષિયોને, સામાન્ય છે. પશુ પક્ષિયોમાં નર માદાની પાછળ શીકાર કરવા દોડતો હોય તેમ દોડે છે; ફેર માત્ર એટલો રૂહે છે કે ઉપભોગાર્થે શીકારનો નાશ કરવામાં આવે છે ત્યારે માદાનું પાલન કરવામાં આવે છે. સોનાનાં ઇંડાં મુકનારી કુકડી જેવી માદાને નર જાળવી રાખે છે. ઉચ્ચ યોનિમાં આ પાલકબુદ્ધિ વિશેષ રૂહે છે, તેનું દૃષ્ટાંત મનુષ્યજાતિ છે. પારકા ઘરની સ્ત્રી—નહી સગી—નહી વ્હાલી—તે સગામાં સગી થઇ રૂહે છે—વ્હાલામાં વ્હાલી થઇ રૂહે છે. લગ્નાદિકની રૂઢિ એ આ પાલકબુદ્ધિનું જ પરિણામ છે. મનુષ્યના પશુભાગપર એના મનુષ્યભાગનો જય થાય છે ત્યારે આ પાલકબુદ્ધિ રૂહે છે, અને પશુભાગ વિજયી હોય છે ત્યારે ઉપભોગાર્થ સ્ત્રીને શીકાર જેવી ગણતો પુરુષ સ્વાર્થ અથવા પરમાર્થ કાંઇ પણ વિચારી શકતો નથી, કારણ મનુષ્યભાગની સાથે વિચાર પણ પરાભવ પામે છે. કેટલેક ઠેકાણે આ ઉભય ભાગનો સંયોગ સૂક્ષ્મ હોય છે અને એક ભાગ બીજાપર પરાભવ કરી શકતો નથી; મૃગયા કરવા નીકળી પડેલો હોય તેવી રીતે સીતાને પકડી પોતાની સત્તામાં આણ્યા છતાં વર્ષોનાં વર્ષો સુધી રાવણે સીતાને અખંડિત રૂહેવા દીધી તેનું કારણ આવો જ સૂક્ષ્મ સંયોગ હતો. એના પશુભાગે બળાત્કારથી હરણ કર્યું; એની ઉચ્ચ રસિક વૃત્તિયે તેને શીખવ્યું કે,

॥ अनादरोत्कंठितयोः प्रसिध्यता समागमेनापि रतिर्न मां प्रति ॥

પુરુષમાત્રમાં આ મનુષ્યભાગ થોડો ઘણો પણ હોય છે અને અ-નાથ અબલાઓનો પાલક થઇ પડેછે. સ્ત્રી–બહુમાન (chivalry) પુરુષના ચિત્તમાં ઉદય પામે તો પુરુષ અને સ્ત્રી ઉભયની વિશુદ્ધિ સ્વાભાવિક રીતે વજ્રલેપ થવા પામે અને સ્ત્રી નિર્ભય થાય તેનું કારણ આવુંજ છે.

તડકામાં ઉભી રહેવાથી વધારે સુન્દર થયેલી, નીચી વળી ઉભા રહેવાથી દૃષ્ટિમાં નવતા ભરવા માંડતી, સુન્દરગૌરી ઉભી થાય છે તો તેની જોડાજોડ આવી ગાનચતુર ઉભેલો! જમી રહેલો તેથી ભ-રેલા પેટનો એને નીશો ચ્હડેલો હતો—તેનું શરીર અને મુખ અન્નના તેજથી ચળકતું હતું અને એ ચળકાટમાંજ ઘેન ભરેલું દેખાતું હતું. એજ અન્નના ભારથી—ઘેનથી—તેનું મનુષ્યત્વ શાંત થઇ ગયું હતું અને પશુભાગ મગજમાં આવી ઠરી ગયો હતો. પોતાની મેડીમાં સુતાં સુતાં કાંઇક ઘસારો લાગ્યો અને બ્હાર આવ્યો તો સુન્દરગૌરીને એકાંતમાં રમણીયરૂપે સ્થિર ઉભેલી દીઠી, તેને જોતાંજ પશુભાગે પુરુ-ષના મગજપર બળાત્કાર કર્યો, અને શુદ્ધબુદ્ધિનો ઉપભોગ કરવામાં નપુંસક બનેલો પુરુષ એકદમ પણ છાનોમાનો સુન્દરગૌરી પાસે આવી ઉભો હતો—તેને ન થયો વિશુદ્ધિનો વિચાર, ન રહ્યું સગપણનું ભાન, અને ન લાગ્યું વસ્તીવાળા ઘરનું ભય! પરંતુ પશુભાગે આટલું બળ કર્યું ત્યારે છેક મોડો પણ મનુષ્યભાગ મુગો ન રહ્યો. સુન્દરની પાસે આવી ઉભો રહેવા છાતી ચલવનારની છાતી વધારે ન ચાલી, તેનાં હાથપગ સ્તબ્ધ થયાં, તેના ઓઠ ઉઘડી શક્યા સરખા નહી, અને મનુષ્યભાગ ભ્રષ્ટ થતાં પશુભાગ દેખાયો તેમ પશુભાગનો પરાભવ કરી જડભાગ જીત્યો હોય તેમ ગાનચતુર કેવળ જડ જેવો ઉભો રહ્યો અને માત્ર તેની આંખના જરી જરી ફરકતા ડોળામાં આવી એનો ભ્રષ્ટ મનોદય જણાવા લાગ્યો. એના ઉપર દૃષ્ટિ પડતાં સુન્દર લેવાઇ ગઇ, તેના હોંસકોંસ ઉડી ગયા, એના નખથી શીખસુધી કેવળ ભય વ્યાપી રહ્યો, અને સઉને અંતે સામન એમનો એમ રહેવા દેઇ અચિન્તી દોટ મુકી દાદરપરથી નીચે ઉતરી પડી, ઉતાવળમાં ને ઉભવળમાં છેલું પગથિયું ચુકી, પડી, વાગ્યું તે ગણ્યું નહી, અને ગુણસુન્દરીવાળી ગજા-રમાં જઇ ઉભી રહી અને ભય ગયો દીઠો તે છતાં ભય સમક્ષજ હોય તેમ થરથર ધ્રુજવા લાગી અને આંસુ સારવા લાગી. તેનો ધ્રુજારો કેમે કર્યો બંધ થાય નહી અને ફટકયા જેવું તેનું કાળજું ધડકતું મટે

નહી. પણ ગુણસુંદરી જમવા ગઇ હતી તેથી આ દશા જોનાર કોઇ હતું નહી અને તે આવી તેટલામાં તો પોતે સ્વસ્થ થઇ સુન્દરગૌરી કામે વળગી અને એના ચિત્તને સદાનો ભય વળગ્યો. કે "આ વાત હું હવે કોને કહીશ? આ ઘરમાં હવે કેમ ર્‌હેવાશે? અને આ ઘર મુકી ક્યાં જવું?" શરીરરૂપ પશુભાગ ધારણ કરનારે એ ભાગને હાથમાં રાખવા નિરંતર સાવધાન ર્‌હેવાનું છે—એ હાથમાં ન ર્‌હે તો પછી મનુષ્યત્વ સર્વથા નષ્ટ થયું જ સમજવું, અને મનુષ્યરૂપ આવું પશુ પશુરૂપ પશુ કરતાં અનેકધા ભયંકર છે. આ ભયંકર પ્રાણીનો ભય અનાથ વિધવાના કોમળ હ્રદયમાં શલ્ય પેઠે પેંસી ગયો. એ શલ્ય હ્રદયને વીંધવા લાગ્યું અને હ્રદયમાંથી બ્હાર ન ક્‌હડાયું, "કોને ક્‌-
"હેવું? શી રીતે ક્‌હેવું? જીભ શી રીતે ઉપડે? છાતી કેમ ચાલશે?
"કોણ માનશે? અરેરે! આમને આ શું સુઝયું? હવે શું કરશે? શું
"થશે? શું કરું? શું બોલું? કયાં જઉં?" એવા એવા અનેક પ્રશ્નો હ્રદયમાં દિવસરાત્ર ઉઠવા લાગ્યા, પ્રશ્ને પ્રશ્ને મુખમાંથી નિઃશ્વાસ અને આંખમાંથી આંસુ નીકળવા લાગ્યાં, કામમાં ચિત્ત ગોઠતું બન્ધ થઇ ગયું. જેનું જગતમાં કોઇ ન હોય તેની નિદ્રા તો હોયજ તે પણ આ અનાથ સ્ત્રીની મટી ગઇ, શરીર નિસ્તેજ થવા લાગ્યું, મુખારવિંદ કરમાઇ સુકાઇ જવા લાગ્યું, શરીરનાં માંસરુધિર અંતર્ધાન પામવા માંડ્યાં, હાસ્યવિનોદ અને શૂન્ય સ્મિત પણ અશક્ય થઇ ગયાં. ગુણસુંદરી પાસે પાસે નીચું જોઇ આંખ પાણીથી ભરાઇ જતી અને ઉચ્ચાર નીકળવા પામે ત્યાર પ્હેલાં ચતુર જોનાર વગર કોઇને જણાય નહી એવા નિઃશ્વાસ નીકળી જતા. આ સર્વ ફેરફાર કોઇને જણાશે તેનો પોતાને તો વિચાર પણ થયો નહી અને ભાન પણ રહ્યું નહી. ગાનચતુરે પસ્તાતા અંતઃકરણથી એ ફેરફાર જોયો પણ પોતે નિરુપાય જેવો થઇ ગયો. ગુણસુંદરીના હેતસ્વી હ્રદયને એ ફેરફાર થયો સમજાતાં વાર લાગી નહી, પણ ફેરફારનું કારણ સમજાયું નહી, અને ઘરના બીજા મંડળને તો એ જાણવાની જરુર પણ ક્યાંથી હોય? ગુણસુંદરી વિના સુંદરગૌરીનું આખા ભરેલા જગતમાં કોઇ ન હતું. ગુણસુંદરીએ ઘણું પુછ્યું, ઘણા દીલાસા દીધા, ઘણી આજીજી કરી, ઘણું કર્યું, ત્હોયે એટલો જ ઉત્તર મળ્યો કે "ના, ના, કાંઇએ નથી, એ તો અમસ્તો તમને વ્હેમ આવે
"છે. બીજું કાંઇ કારણ નથી. મને જરા બે દિવસથી શરીરે
"અસુખ ર્‌હે છે, તે શીવાય બીજું કાંઇ નથી." ગુણસુંદરીને એ ખુલાસો ખરો ન લાગ્યો. આખરે પોતાના અને પોતાના બાળકના સમ

ખવરાવ્યા, અને સુન્દરગૌરી ખરી વાત ક્‌હે ત્યાં સુધી હું ખાઇશ નહી એવી હઠ લીધી, ત્યારે સુંદરગૌરી બળાત્કારે હસવું આણી બોલી: "વારું, અમસ્તાં એમ શું કરો છો? તમને નહી કહું ત્યારે બીજા કોને "કહીશ? આપણા બાયડીઓના જીવ, તેને કંઇ અંત સુધી પેટમાં ને "પેટમાં સમાઇ ર્‌હેવાનું છે? પણ હું તમારું કહ્યું કરીશ ત્યારે તમે "મ્હારા સમ ખાઇ હા ક્‌હો કે એક વાતમાં તમે મ્હારું કહ્યું માનશો, "એટલે આ વાતમાં હું તમારું કહ્યું માનીશ." ગુણસુન્દરીએ હા કહી સમ ખાધા, એટલે સુન્દર બોલી. "બહુ સારું, ત્યારે હું તમને ક-"હીશ. પણ તમારે મ્હારું કહ્યું માનવાનું એટલું કે હું તમને મ્હારી "મેળે કહું ત્યાં સુધી તમારે મને એ વાત પુછવી નહી. તમે મ્હારા "સમ ખાઇ બંધાયાં છો—હું તમારા સમ ખાઇ બંધાઉં છું."

"પણ હાલ ક્‌હેવામાં કંઇ નુકસાન છે?"

"કંઇ હશે ત્યારે સ્તો."

"હું જીવુંછું ત્યાં સુધી તો તમારો વાંકો વાળ નહી થવા દેઉં."

"એ તો હું જાણું છું સ્તો. તમારાવિના મ્હારે બીજું કોણ છે? "પણ આટલું મ્હારું કહ્યું કરો."

"ત્યારે બહુ સારું. જો જો, હોં! ક્‌હો, સાંજે ક્‌હેશો કે રાતે?"

"હવે તે મને ઠીક પડશે ત્યારે. બે ત્રણ દિવસ પછી પુછજો."

આ રંગઝંગ ચાલી. પણ ન ક્‌હેવા ધાર્યું હોય તો કોઇ શું ક્‌-હેવરાવનાર હતું? આ વાતમાં સુન્દરના ઓઠ ઉઘડે એવું એનું કહ્યું એનું હ્રદયજ કરે એમ ન હતું.

ગુણસુંદરી ન્હાઇ, ઘરમાં હરતી ફરતી થઇ, સઉ જાતે જોવા લાગી, પણ હજી સુતક હતું અને કંઇ સ્પર્શ થાય એમ ન હતું. જાતે જોવા લાગી એટલે વળી ઘરમાં કંઇ કંઇ નાટક નજરે પડ્યાં.

## પ્રકરણ ૫.

### ગુણસુંદરી—(અનુસંધાન.)

"જગ! રૂપ ધરે તું નવાં જ નવાં." કુસુમમાળા.

સુતકને લીધે ઘરમાં કોઇ ઠેકાણે સ્પર્શ થાય એમ ન હતું; અને બીજા લોકના ઘરમાં તો કોરાં વાસણ કપડાં વગેરેને અડકાતું, પણ આ ઘરમાં તે ધર્મલક્ષ્મી એટલું પણ થવા ન દેતાં. આવી રીતે મ-ળતો અવકાશ ગુણસુંદરી બીજી રીતે રોકવા લાગી.

ઘણું ખરું તો આખા ઘરનાં સઉ માણસનાં મનની સ્થિતિ જાણવામાં તે રોકાતી. માનચતુરની ઓરડીમાં એ કેટલોક વખત ગાળવા લાગી; ડોસાની ન્હાનપણથી તે અત્યાર સુધીની અથ-ઇતિ પુછતી; એ નિમિત્તે આ ઘરમાં ડોસાને શું શું ઓછું વત્તુ પડેછે, તેને શા શા સંતોષ અસંતોષ છે, વિદ્યાચતુર અને પોતાનેવીશે ડોસો શા શા વિચાર રાખે છે, વગેરે વાતો પુછી પુછી ડોસાના મનના ઉંડા ઉભરા બ્હાર ક્‌હડાવતી, તેની ઇચ્છાઓ જાણી લેતી, તેના મનને સંતોષ વળાવતી, પોતાથી અને પતિથી થાય એવી બાબતમાં ડોસાની ઇચ્છા પૂર્ણ કરવા વચન આપતી, ઘરનાં બીજાં માણસઉપરનો ઉકળાટ ડોસો ક્‌હાડે તેને શાંત પાડતી, પોતાના અને પતિના ઉપર કાંઇ અમળાટ છે કે નહી તે જાણી લેવા ચતુરાઇથી એવો પ્રયત્ન કરતી કે ડોસો જાણી જાય નહી ને પોતાનો અર્થ સિદ્ધ થાય, કાંઇ પણ અમળાટ અનુમાન સરખાથી માલમ પડે તો પોતાના ઉપર વિશ્વાસ બેસારી ખુલાસો કરતી, અને એવા એવા અનેક પ્રકારથી ગુણસુંદરીની બુદ્ધિ અને પ્રીતિએ ડોસાને વશ કરી નાંખ્યો, શાંત કરી દીધો, સંતોષ વળાવી દીધો, અને તોફાની મહાસાગરના જેવા ક્રોધને લીધે જેનો રોગ મટતાં મટતાં ઉપડતો હતો એવા ડોસાને મન અને તનની શાંતિને માર્ગે ચ્હડાવ્યો. એકલા ડોસાને નહી પણ ઘરનાં સર્વ માણસને તેણે આમ વશ કરી દીધાં. ધર્મલક્ષ્મી પૂજા કરે ત્યારે તેની પાસે બેસે, દુઃખબા રસોઇ કરે ત્યારે તેની પાસે બેસે, ચંચળ બપોરે નવરી પડે ત્યારે તેની સાથે બેસે, ચંડિકા એકલી પડે ત્યારે તેની સાથે બેસે, ઘરમાં સઉ ન્હાનાંમ્હોટાં છોકરાંને પણ કદી કદી પોતાની આશપાશ એકઠાં કરી તેમને કંઇ કંઇ પુછે, કંઇ કંઇ ઉપદેશ કરે, કંઇ કંઇ વિનોદ આપે, અને આવી રીતે કુટુમ્બનાં સર્વ માણસોમાં મ્હોટાં સાથે મ્હોટી અને ન્હાંનાં સાથે ન્હાંની થઇ જે સાધનથી ડોસાને વશ કરી લીધો તે જ સાધનથી ઘરનાં સર્વે માણસોને ગુણસુંદરીએ થોડાજ કાળમાં વશ કરી લીધાં. ગુણસુંદરી પાસે સઉ પોતપોતાની વરાળ ક્‌હાડવા લાગ્યાં, સઉ એને પોતાની માનવા લાગ્યાં, દરેક જણના ચારે હાથ એનાપર થયા, એને ખુશી રાખવી એવો સઉના અંતરમાં ભાવ થયો, એનું દીલ દુખાય નહી એની સઉને થોડી ઘણી ચિંતા ર્‌હેવા લાગી, અને થોડાક વખત ગુણસુંદરી ઘરમાં સઉ વેરાયલા મણિકાની માળા જેવી બની ગઇ. આ સુખસ્વપ્ન આથાર વગરતું ન હતું, અંત વગરતું પણ ન નીવડ્યું.

એક દિવસ બપોરે એકલી બેઠી બેઠી પોતાના ઘરના ઇતિહાસનો તે વિચાર કરતી હતી. બાલ્યાવસ્થાનાં સુખદુઃખ સાંભર્યાં. ઉગતી જુવાનીમાં પતિનું મન સમજાતું ન હતું અને પતિની સાથે એ વાતમાં ભેદભાવ હતો, તેથી પોતાને તીવ્ર વેદના થતી, પતિનીજ કૃપાથી એ વેદના મટવા વારો આવ્યો. પતિને શાળાની નોકરી હતી અને દમ્પતી એકલાં રહેતાં તે પ્રસંગે પોતાનો અભ્યાસ ઝપાટાબંધ ચાલતો. ઘરમાં પોતાને કામ થોડું હતું, પતિના અત્યંત પ્રેમનો અનુભવ કરવાનો અવકાશ મળતો, કોઇ જાતની ચિંતા ન રહેતી, યુવાવસ્થાની વાડી વધારે વધારે ખીલવા લાગી તેમ તેમ શરીરપક્ષીના ભોગવિલાસ અને પંડિત હૃદયના અત્યંત સ્નેહનો વસંત-ઉદય થયો હતો—આ સર્વ વાતો ગમે તેવી પણ અબળાના હૃદયમાં ઉપરા ઉપરી ઉભરાવા લાગી. હાલમાં કુટુંબભારની વેઠ વ્હેવામાં એ સર્વ વાતો સ્વપ્ન જેવી થઇ ગઇ લાગી. એ સ્વપ્ન ફરી નહીજ આવે એવી નિરાશા ક્રૂર લ્હેણદારની પેઠે હૃદયદ્વારની વચ્ચોવચ ઉમ્મર રોકી બેઠી, અને પાંચ પાંચ માસ થયાં પતિ ઘરમાં ને ઘરમાં છતાં તેની સાથે વાત સરખી થઇ શકતી ન્હોતી તે વિચાર થયો. એ વિચાર થતાં એકાંતે આંખમાં આંસુની ધાર ચાલી રહી. ખોળામાં બાળક કુમુદસુંદરી હતી તેને પોતે પંપાળતાં બાળકપર આંસુનાં ટપકાં પડ્યાં તે લોહ્યાં. “અરેરે સુખી દેખાતી દીકરી! ત્હારે યે શું મ્હારા જેવું થશે?” એમ કહેતાં કહેતાં ન્હાની કુમુદને ઉંચી કરી પોતાના મુખ આગળ ધરી, કુમુદ જગતમાં જન્મ્યા પછી આ વખતે જ પ્હેલવ્હેલું હસી, ગુણસુંદરીએ તેને છાતી સરસી ડાબી. ડાબતાં ડાબતાં માનું હૃદય ભરાઇ આવ્યું, અને સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરી આગળ જતાં એકજ ઘરમાં અત્યંત સ્નેહ છતાં પરાયાં જેવાં રહેવાનાં હતાં, તે સૂચવનાર અમંગળ શકુન થતા હોય તેમ દીકરીને છાતી સરસી વધારે વધારે ડાબતી ગુણસુંદરી, ઘરમાં પોતાને એકલી જાણી, ન રહેવાયું તેથી મોકળું મુકી, રોઇ. એ રોઇ તે કોઇએ સાંભળ્યું હોય અને આવતું હોય તેમ પગનો ધસારો થયો, અને ગુણસુંદરી આંસુ લ્હોઇ એકદમ ચુપ થઇ ગઇ.

આજ જરાશંકર મામાને ત્યાં જમવાનું હતું. સૂતકી ગુણસુંદરીને ઘર સોંપી સઉ જમવા ગયાં હતાં, એટલે બારણું અમથું વાસી તે એકલી બેઠી હતી. વિદ્યાચતુર કામમાં રોકાયલો હોવાથી અવકાશે જમવા જવાનો હતો. અવકાશ મળ્યો એટલે એ ઘેર આવ્યો. બારણું ધીમે રહી અડકાવી વાસ્યું ને સાંકળ દીધી તે ગુણસુંદરીએ જાણ્યું નહી.

ઘરમાં બીજા કોઇને ન દેખી પરસાળ ભણી તે આવ્યો. આવતાં આવતાં ગુણસુંદરી રોતી હોય એવો ભણકારો લાગ્યો. અંદર આવ્યો તો એ આંસુ લ્હોઇ બેઠી હતી. ઘણે મહીને આજ દમ્પતી એકાંતમાં મળ્યાં—જાણે ગુણસુંદરીનું દુઃખ તેનું મન જાણવાના અધિકારીને પોતાની મેળે માલમ પડ્યું હોય, ને એ દુઃખમાંથી છોડવવા સારુ જ છોડવવાનો અધિકારી આવ્યો હોય એમ અત્યારે વિદ્યાચતુર એને સંભારી સંભારી રોનારીની પાસે આવ્યો. એને જોતાં હર્ષશોકના હીંચકાપર બેઠેલી પતિવ્રતા હીંચકો બંધ કરી સફાળી ઉઠી, અને પતિનું મુખ જોવાની પણ ઢીલ ખમી શકી નહી. સૂતકનું સ્મરણ ઉછળતા ઉત્સાહના વેગ આગળ પાછું પડ્યું, હાથમાં બાળકી હતી તેને એ હાથે પોતાની મેળે ભૂમિપર મુકી દીધી, અને ચંદ્રકળા મ્હોટા વાદળામાંથી આથેંતી નીકળી આકાશને કંઠે લટકી પડે એમ પરસાળના અંધારામાંથી ઉછળી ગુણસુંદરી વિદ્યાચતુરને કંઠે એકદમ વળગી પડી—લટકી રહી!

પોતાના કંઠથી ચરણ સુધી પળવાર લટકી રહેલી આ *મોહનમાળાને હાથવડે ઉચકી લેઇ—સંકેલી લેઇ—વિદ્યાચતુર હીંચકા ભણી ગયો. આનંદની નૌકા જેવા હીંચકા પર તેને બેસાડી, જોડે પોતે બેઠો. ભૂમિપરથી બાળકને ઉપાડી હાથમાં લીધું, અને હસતે મુખે બોલ્યો: "આજ કાંઇ આમ એકદમ ઊર્મિ ઉછળી આવી?" ઉત્તર ન દેતાં ગુણસુંદરીએ એક હાથ એના ખભા ઉપર મુકયો, બીજાવડે એની હાથેલી પોતાના મ્હોંપર મુકી રાખી થોડીવાર પતિને નીહાળી રહી, પછી પતિના બીજા હાથમાં તેના કામના કાગળો હતા તે પોતાના હાથમાં લીધા, અને જુવે છે તો તેમાંના એક ફાડેલા પરબીડિયાની પીઠે પતિના અક્ષરનો લેખ માલમ પડ્યો તે વાંચ્યો:—

"વિયોગે પામે નાશ ભુલાતી પ્રીતિ: એમ સઉ કૂહે છે,
"તે ખોટું! ખોટું! ઓ વ્હાલી! અનુભવ થકી પ્રમાણી લેજે!
"દિન દિન રસ જે વપરાય, જુનો થઇ જતો ખુટી તે જાતો;
"વણભોગવ્યોં સંચિત થતી પ્રીતિનો નવો રાશિ બનોં જાતો!"

વાંચી બોલી: "મને પ્રશ્ન પુછ્યો તો ઉત્તર એ કે આપને આ લખવું ક્યાથી સુઝયું?"

"એ તો કચેરીમાં કામપર બેઠો તો ત્યાં જરાક વિચારમાં પડ્યો "અને વિચારમાં ને વિચારમાં મેઘદૂતનો આ ભાગ સાંભરતાં લખી કૂહાડ્યો."

* વિષ્ણુને મોહનમાળા ધરાવવામાં આવે છે તે કંઠથી ચરણસુધી લટકે છે.

"પણ આ જ ભાગ ક્યાંથી સાંભર્યો?"

"તું તો વકીલની પેઠે મને સામા પ્રશ્ન પુછવા લાગી!"

"હાસ્તો! સીદ્ધો ઉત્તર ન આપે તેને આડા પ્રશ્ન!"

"ચાલો, પુછો ત્યારે,"

"કચેરીમાં કામની વખતે બધું મુકીને આ ભાગ ક્યાંથી સાંભર્યો? "ને સાંભર્યો તો સાંભર્યો પણ આ કામના કાગળપર કોઇને હાથ જાય "એમ લખી ક્હાડ્યું એવા હૈયાસુના ક્યાંથી થઇ ગયા? ચાલો, "બોલોજી!—જુવો, આ બાળક પણ તમારા સામું જોઇ રહી છે તે "સાક્ષી છે;" હસતી આંખોએ અને હસતે મ્હોયે ગુણસુંદરી વિદ્યાચતુરના સામું જોઇ રહી, પોતે જીતી હોય એવો ડોળ કર્યો, અને પતિના ખભા ઉપર હાથ મુક્યો—જાણે કે પ્રભાતની હસતી શોભાએ સામા પર્વતપર ઇન્દ્રધનુષ્યનો લાંબો કડકો ટેકવ્યો હોય.

"ચાલ, તુ જીતી ત્યારે,"

"ના, એમ નહી—એટલેથી કાંઇ વળે? હવે તો બંધાયા તે "ઉત્તર ઘો. તે વગર છુટકો નથી. હમે પણ તમારી કળા થોડી ઘણી "શીખ્યાં છિયે."

વિદ્યાચતુર ખડખડીને હસ્યો.

"ક્હો કે જેવી મને ઊર્મિ થઇ આવી તેવી તમનેયે થઇ "આવી—મને તમને જોઇને થઇ આવી, તમને હું સાંભરતાં થઇ આવી."

"વારું, એમ સારે. હવે કંઇ?"

"જેવી ગત આપણી, તેવી ગત પારકી. ફરી પુછશો કે આવી "ઉર્મિ ક્યાંથી થઇ આવી, તો ફરી આમ ને આમ બંધાશો."

આ વિનોદવાર્ત્તા કેટલીક વારસુધી ચાલી, વાર્તામાં ને વાર્તામાં એક રસમાંથી બીજા રસમાં સંક્રાંતિ થઇ. યૌવનકથા ચાલતાં ચાલતાં કુટુંબકથા ચાલવા માંડી. હાસ્યવિનોદનો પ્રવેશ પુરો થતાં ગંભીરતાનો પ્રવેશ પ્રકટ થયો. વિદ્યાચતુરે કુટુંબનાં સર્વ માણસની સ્થિતિ પુછવા માંડી. તેમની સ્થિતિનાં વર્ણન કરતાં તેમના પ્રતિ ગુણસુંદરી પોતે કેવો ભાવ ધારે છે તેનું અંતરમાં અવલોકન કરવા લાગ્યો. એ અવલોકનથી ગુણસુંદરીના પોતાનાં સુખદુ:ખનાં હાર્દ સમજવા પ્રયત્ન કરી કરી પતિ પત્નીના હ્રદયપર બંધાયલાં પડે પડ ઉકેલવા લાગ્યો, તેને અંતે એ હ્રદય ખરેખરું ઉઘાડું થઇ ગયું એટલે એ હ્રદયનું શુદ્ધ સ્વરૂપ આતુર મનથી નીહાળવા લાગ્યો. જેમ ચર્મચક્ષુ બાહ્ય શરીરની

સુંદરતાથી મોહ પામી તેનો ઉપભોગ કરે છે તેમ પતિનું મનચક્ષુ પત્નીના હૃદયની નિઃશંક અને ઉદ્ભિન્ન સુંદરતાથી મોહ પામી પામી તેનો ઉપભોગ કરવા લાગ્યો; એ હૃદયનો અનુપમ પતિપ્રેમ, વૃદ્ધ માનચતુરના જેવી કુટુંબવત્સલતા, ધર્મલક્ષ્મીના જેવી ક્ષમા, ચંચળ બ્હેનના કરતાં પણ વધારે ઉદ્યોગપર આસંગ, સુન્દરગૌરી કરતાં પણ વધારે મૃદુતા, પોતાના કુટુંબભારની ધુરંધરતા, ઘરમાંનાં છોકરાં જેવી કરતાં પણ વધારે ર્‌હેતી આનંદવૃત્તિ, અને પોતાના હાથમાં હતી તે નિર્દોષ બાળકીના જેવી નિર્દોષતાઃ આ સર્વ સદ્‌ગુણોની સુંદરતાથી ભરેલા પ્રિયાના હૃદયનો નીવિબંધ શિથિલ કરી દઇ, તે નીવિબંધ સાચવવા વિનયમુગ્ધાના પ્રયત્ન વ્યર્થ કરી દેઇ, હૃદયસુંદરતાના વિલાસનો અભિલાષી પતિ, વાર્તા કરતાં કરતાં અને અચિન્ત્યો સ્નેહાવેગ મ્હડી જતાં, પત્નીના શરીરને સહસા બળથી હૃદયદાન દેવા લાગ્યો અને હીંચકા ઉપરની પીંઢો જોઇ બોલી ઉઠ્યો:

नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र बिम्बाधराणां
क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु
अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपान्
ह्रीमूढानां भवति विफलप्रेरणा चूर्णमुष्टिः

હાથ શિથિલ કરી દેઇ પુછવા લાગ્યો.

"ગુણિયલ! આપણે પણ આવી અલકાપુરીજ છે સ્તો! પાંચ
"મહીના સુધી એક બીજા સાથે બોલ્યાં નથી, પણ ક્‌હે, આજ એ
"સઉનો ખંગ નથી વાળી દીધો? મને તો વળી ગયો છે. અરે,
"મને તું ન મળી હત તો મ્હારા આ મ્હોટા કુટુંબમાં આ સુખશાંતિની
"અમૃતવૃષ્ટિ ક્યાંથી થાત? પુરુષ ગમે તે કરે પણ ઘરની સંભાળ
"તેનાથી કદી લેઇ શકાવાની નથી. મ્હારાં વૃદ્ધ માતાપિતાની અને
"અણસમજુ ભાંડુની સંભાળ લેનારી આવા મ્હોટા મનવાળી ગુણિ-
"યલ મને મળી—પણ મ્હારાથી ત્હારા સારુ કાંઇ બનતું નથી, ત્હારે
"સારુ મ્હેં શું કર્યું? ત્હારા વિદ્યાવિનોદના દિવસ બંધ થયા! ક્ષુદ્ર
"રંધવારી અને ચાકરડીનું કામ તું કરે ત્યારે મ્હેં ત્હારા ગુણનો શો
"બદલો વાળ્યો? અરેરે! એ તે મ્હારાં સાધન ટુંકાં કે મ્હારી ઉદા-
"રતા ટુંકી?" નિઃશ્વાસ મુકી, ગુણસુંદરીને છોડી દેઇ, હાથ ઉંચો કરી હીંચકાની સાંકળો ઝાલી, વિદ્યાચતુર ચિંતાતુર અને ઉંચું મુખ કરી જોઇ રહ્યો.

પતિના હાથમાંથી બાળકને લેઇ લેતી સ્ત્રી બોલી: "મ્હારી એક "ભુલ થઇ. તમારી પાસે આ ઇતિહાસ કહ્યો તો તમારે મ્હોયે મ્હારાં "પોતાનાં વખાણ સાંભળવાનો વખત આવ્યો. તમે પોતાનાં વખાણ "કરતા નથી ને મ્હારાં કરો છો એટલો તમારા મનમાં મ્હારી તમારી "વચ્ચે એક ભેદ રહ્યો ત્યારે હવે આ વાત કરવી પડતી મુકું છું."

એક ઉત્તરવડે ચતુર પત્નીએ બે અર્થ સાર્યો. પોતાની સ્તુતિ કરતો તેને અટકાવ્યો અને બીજું આ વચન સાંભળી પોતે કરેલો ભેદ ભુલી એ પુષ્કળ હસ્યો અને બોલ્યો "બહુ સારું, મડમ સાહેબ, મને "પણ મ્હારી ભુલ યાદ આવી. હવે વખાણ નહી કરું. ચલાવો કુટુંબકથા."

કુટુંબકથાની અરઘટ્ટઘટિકા[1] પાછી ચાલવા માંડી અને તેનો અંતભાગ નીચે પ્રમાણે આવ્યો:

"મ્હે ઘરમાં બધાંની જોડે વાત કરી જોઇ છે. પ્રથમ તો તમે "કમાવ છો ને મ્હોટા ભાઇનો કાંઇ જોગ ન થાય તે તમને સારું "દેખાય નહી. વડીલ પણ એ વાતથી નારાજ છે. બીજું, તમારા "ઘરમાં સઉને આનંદ ને દુઃખબા બ્હેન દુઃખમાં રૂહે એ શોભે નહી. "સાહસરાયને બે પઇસાની મદદ કરશો ને એ ન્હાશભાગ કરતા મટી "ગામમાં આવી બે પઇસા કમાતા થશે તો એ પણ તમારું ભાંડુ છે. "કુમારીને વર છે પણ લગ્ન કરવાનું ખરચ ક્યાંથી ક્‌હાડવું, તેના "વિચારમાં દુઃખબા બ્હેન સોસાઇ જાય છે ને કોઇને ક્‌હેવાતુ નથી. "હવે આ આપણું બાળક હોડશે ખ્હેરશે ને ચંચળ બ્હેનનાં છોકરાં "વગરઘરેણે ફરશે એ સારું દેખાય તો તમે જાણો. માતુઃશ્રીને પણ "આ બધી બાબત મનમાં થાય છે. વળી એમના દેવનો લાકડાનો "પાલખો બદલી રુપાનો કરાવો તે એમનો પોતાનો પણ એક અભિ-"લાપ પુરો થાય. આટલું કરો તો હવણા ચાલશે. બાકીનું પછી થઇ "રૂહશે."

"હજી બાકી છે કે? તો તે કહી દે ને!" હબકી ગયા જેવો થઇ વિદ્યાચતુર બોલ્યો. ગુણસુંદરી તે સમજી ગઇ. પતિની કમાઇ ટુંકી હતી, તેમાંથી એકદમ સર્વ કુટુંબભાર વ્હેવાનું માથે પડતાં, ખરચ પણ એકદમ વધી ગયું હતું. પોતાના સીમંતનું મ્હોટું ખરચ હવણાંજ ક્‌હાડવું હતું અને બચાવેલું દ્રવ્ય તેમાં ઘસડાઇ ગયું હતું. આ વગેરે સર્વ સાંભરી આવતાં ઢીલી પડી જઇ બોલી, "જેને જે વીતે તે જાણે

---

૧ પાણી ક્‌હાડવાનો રૂહેંટ.

"ને જેને માથે ભાર હોય તે તાણે. તમારી સ્થિતિ મને એકદમ પ્ર-
"થમથી ન સુઝી. મ્હારાં વખાણ કરો છો ત્યારે તમારે જે ભાર
"ખેંચવો પડે છે તેનું કેમ કાંઇ બોલતા નથી ને તમારાં પોતાનાં
"વખાણ કેમ કરતા નથી? ખરે, અમારાં દુ:ખ ઉઘાડાં, પણ તમારાં
"તો ઢાંક્યાં. તમે ક્હો છો કે ત્હારે સારુ મ્હારાથી કાંઇ થઇ શકતું
"નથી, ત્યારે તમારે સારુ મ્હારાથી શું થાય છે? પાંચ પાંચ માસ
"થયાં ઘરમાં આવી ઘડીભર જંપી બેઠા દેખતી નથી. મ્હારા હૈયાની
"વરાળ તો કંઇક પણ ક્હાડતી હઇશ, પણ તમારે તો વાત કરવાનું
"પણ ઠેકાણું નથી. તેમાં વળી આટલે દિવસે આજ ઘડી જંપીને વાત
"કરવા આવ્યા ત્યારે મને પાપણીને તમે ઘડી આનંદમાં જ ર્‌હો એટલી
"વાત કરતાં ન આવડી—" વાક્ય પુરું થયું નહી એટલામાં સાંકળ
ખખડી ને ઉઘાડી જુવે છે તો સુંદરગૌરી જમીને હાંફતી હાંફતી આવી, ને બારણું ઉઘડતાં ઉતાવળથી અંદર દોડી પેઠી. વિદ્યાચતુર ખેદ-વાળે મ્હોંયે પાઘડી પ્હેરી જમવા જવા બ્હાર નીકળ્યો. ગુણસુંદરી પસ્તાતી ખેદ પામતી પતિની પુઠે દૃષ્ટિ નાંખતી ઉભી રહી. તે દૃષ્ટિ બ્હાર થયો એટલે રોવા જેવે મ્હોંયે, બારણું વાસી, બીજી પાસ જુવે છે તો સુન્દર-ગૌરી ગભરાયલી અને રોવા જેવી ધ્રુજતી ધ્રુજતી ઉભેલી.

"કેમ સુંદરભાભી, આ શું અચિંત્યું? આટલાં બધાં ધ્રુજો છો
"કેમ?" આ પ્રશ્નનો ઉત્તર અપાઇ શકે તે પ્હેલાં એકદમ બારણું ઉઘડ્યું. ગાનચતુર ઉતાવળો ઉતાવળો અંદર આવ્યો. આવતામાંજ બારણા અંદર તરત પેંઠેલી સુંદર ઉભી હશે એમ જાણી ભુલમાં ગુણ-સુંદરીને ખભે હાથ મુક્યો. ગુણસુંદરીએ ચમકી પાછું જોયું. પાછું જોયું કે તરતજ ગાનચતુર પોતાની ભુલ સમજ્યો, અને ભુલ સમ-જાતાં જ હાથ ખેંચી લીધો અને લેવાતે મ્હોંયે બોલ્યો "તમે કે?
"મ્હારા મનમાં કે તમારી જેઠાણી ઉભી હશે!" પાપના પોપડા ઉ-પર જુઠાણાનું લીંપણ થતું જોઇ ક્રોધમાં આવી ભમ્મર ચ્હડાવી ગુણ-સુંદરી ક્હેવા જતી હતી કે "કેઇ જેઠાણી?" પણ એટલામાં તો વીજળીની ત્વરાથી ગાનચતુર ચાલ્યો ગયો અને દાદરે ચ્હડી પોતાની મેડીમાં દાખલ થઇ ગયો. ગુણસુંદરી શાંત પડી, ચોળાચોળ કરવાનું પ-રિણામ સારું નથી જાણી જેઠનો કેડો લેવાનું છોડી દીધું, અને વધારે ધ્રુજતી સુંદર ભણી દયાળુ મ્હોં કરી બોલી.

"તે દિવસ તમારું રોવાનું કારણ આ હશે અને આજ ધ્રુજવાનું કારણ પણ આ જ હશે! હવે હું સમજી."

સુંદરની આંખમાં આંસુ માયાં નહી, લજ્જા અને ભયથી કંપતા ઓઠને નીકળવા પ્રયત્ન કરતી વાણી ઉઘાડી શકી નહી, દુખિયારી વિધવાને પોતાનું ભાન રહ્યું નહી, તેના માથાપરથી છેડો પાછળ ઉતરી પડ્યો, અને પાંદડાંવડે ફુલ ઢંકાય તેમ બે હાથવડે આંખો ઢાંકી દેઇ ભીંતને અઢીંગી અનાથ સુંદરગૌરી બોલ્યા ચાલ્યા વિના માત્ર ઉભી રહી. આ પ્રકરણ પુરું નથી થયું એટલામાં ધસતી ધસતી ચંડિકા બ્હારથી આવી. એનો મીજાજ કાંઇક કારણથી ગયો હતો તેથી જણાતું હતું કે સઉ જમવા ગયાં હતાં ત્યાં કાંઇ નવી જુની થઇ હશે. "રાંડ, નાયકા, આજ ત્હારાં લક્ષણ જાણ્યાં" એમ કહી, રોતી ધ્રુજતી સુંદર ઉપર કોપેલી ચંડિકા કુદી પડી અને તડી તડી તેને ભીંત સાથે ડાબવા લાગી. "વાહરે ભાભીજી! આ શું? છોડો એને" કહી ગુણસુંદરી વચ્ચે પડી, સુંદરને છોડવી, અને ગાળો દેતી દેતી અને મ્હોટે સાદે મ્હોં વાળતી ચંડિકા મેડિયે ચ્હડી અને ધણી સામી ઉભી રહી છાજિયાં લેવા લાગી. ચંડિકાનો ક્રોધ જોઇ "શું આમાં સુંદરનો તો દોષ નહી હોય?" એમ વિચારી "ના, ના, કંઇક આંધળે બ્હેરું કુટાયું છે" એમ મનમાં ક્હેતી ક્હેતી ગુણસુંદરી સુંદરને વધારે પુછવા જાય છે એટલામાં ઘરનો બાકીનો સઉ સ્ત્રીવર્ગ તથા છોકરાં આવ્યાં, એટલે કાંઇ ન થયું હોય એમ ગુણસુંદરી જમણના સમાચાર પુછવા લાગી અને કોઇ કાંઇ વાત ક્હાડે છે કે શું કરે છે તેની વાટ જોવા લાગી. કોઇનું ધ્યાન ન ખેંચાય એમ સુંદર હળવે હળવે પોતાને કામે વળગી. ગુણસુંદરીને ઉત્તર મળે એમ ન લાગ્યું. ધર્મલક્ષ્મીનું મ્હોં ચ્હડયું હતું, અને ચ્હડેલે મ્હોયે એક ઠેકાણે બેઠી. દુઃખબા ગભરાયલા જેવી દેખાઇ કંઇ કામ ન જડતાં હીંચકે સુતી. ચંચળ પોતાને કામે લાગી, પણ કામ કરતાં વચ્ચે વચ્ચે મનમાં ને મનમાં કંઇક બડબડતી હતી. આ સઉ તાલ ગુણસુંદરી જોઇ રહી. એકદમ આમ સઉના સ્વભાવ ફરી જતા આજ જ જોયા.—આવો અનુભવ પ્રથમજ થયો. "શું કાંઇ મ્હારા ઉપર સઉના મનમાં કાંઇ આવ્યું હશે?" "શું કોઇએ કાંઇ સાચાં જુઠાં કર્યાં હશે?" "શું "સ્વામીનાથના ઉપર આ સઉ હશે?" "ઓ ઇશ્વિર! સઉની મરજી "ઉઠાવતાં ઉઠાવતાં પણ આવું જોવું રહ્યું!" "ઘરનો ભાર વેઠવામાં આ "વેઠવાનું પણ ખરું કે?" "શું મ્હારાથીજ કાંઇ ખરેખરી કસુર થઇ ગઇ હશે?" આમ હજારો વિચાર કરતી કરતી, ઘડીમાં એકના મ્હોં સામું અને ઘડીમાં બીજાના મ્હોં સામું જોતી જોતી, ગુણસુંદરી ધર્મલક્ષ્મીની દેવસેવાની સામગ્રી કરવા જવા લાગી, એટલે જમણો

હાથ લાંબો કરી ડોશી તબડકો કરી ઉઠ્યાં. "ના, બાપુ, ના, "એ બધું મ્હારે છે તેમનું તેમ રહેવા દ્યો એટલે ઘણું— મ્હારે "તો કાંઇ કરાવવું યે નથી ને જોઇતું યે નથી." કાંઇ બોલ્યા વિના, બોલેલું સાંભળતી ન હોય તેમ ગુણસુંદરી હાથમાં લીધેલું કામ કરવા લાગી એટલે ચંચળ દોડતી દોડતી આવી અને એનો હાથ ઝાલી એની પાસે કામ પડતું મુકાવી, રીસમાં ને રીસમાં પોતે તે કામ કરવા લાગી. ગુણસુંદરી તે કામ પડતું મુકી છાનીમાની દુઃખબા પાસે જઇ હીંચકે બેઠી અને એના સ્પર્શથી અભડાતી હોય તેમ દુઃખબા એકદમ ઉઠી પરસાળને ઉમ્મરે બેઠી. ગુણસુંદરીએ પુછ્યું: "મ્હોટી બ્હેન, આજ આ બધું શું છે?" તેના ઉત્તરમાં તેને પાંશરો જવાબ ન દેતાં નણંદ બોલી, "બળી એ વાત! જવા દોને એ પંચાત! તમે તમારું કામ કરો." ગુણસુંદરી બધે ઠેકાણેથી છોભીલી પડી ગઇ. તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, અને સૂતક ઉતર્યું ન હતું તે છતાં ક્રોધમાં ને ક્રોધમાં કોઇને ન ગણી, બધાની પાસે કાંઇ વધારે આછું ન બોલાઇ જવાય તેટલા માટે અને ઘડીક એકાંતમાં ઉભરાં શાંત થાય એ ઇચ્છાથી, એકદમ કુમુદને લેઇ પોતાની મેડિયે ચ્હડી ગઇ. તે જોઇ પોતાનું દુઃખ ભુલી જઇ સુંદરગૌરી બડબડી. "બધાની ગરજ તમારે—તમારી ગરજ કોઇને નહી—ખરી જ વાત તો!" એમ કહી ગુણસુંદરીને શાંત પાડવા સઉના ઉપર મનમાં ક્રોધ આણી સુંદરગૌરી ગુણસુંદરી પાછળ ચ્હડી. દાદરના છેલા પગથિયાંપર ચ્હડતાં ચ્હડતાં ઘણે દિવસે પોતાની મેડીપર ગુણસુંદરીની નજર પડી, અને પોતાની કે પારકી સંભાળ વગર બધી રીતે બદલાયલી અને અવ્યવસ્થામાં પડેલી મેડી અને તેમાંનો સામન જોઇ, વિદ્યાચતુરને એમાં કેમ નિદ્રા આવતી હશે એ વિચાર થયો. વિચાર થતાં હૈયું ભરાઇ આવ્યું, અને એ દુઃખ ઉત્પન્ન થતાં પળવાર ઉપર થયેલાં સઉ દુઃખ પળવાર ભુલી ગયા જેવું થયું. મેડીમાંનો પલંગ એકટશે જોતી જોતી છેલા પગથિયાપર ઉભી રહી, અને પાછળ ચ્હડતી સુંદરનો સ્પર્શ થતાં એ સ્વપ્નમાંથી જાગી. જાગતામાં જ તરત ઉપર ચ્હડી, ચ્હડીને પોતે પલંગ પર બેઠી. કુમુદને પણ પલંગપર સુવાડી અને એને અઢીંગી સુંદર પાસે ઉભી રહી. તેનો હાથ પોતાના બે હાથની હાથેલિયો વચ્ચે ડાબી રહી. બેમાંથી કોઇ બોલ્યું નહી. સુંદર ભોંય ઉપર જોઇ રહી. અને ગુણસુંદરી સામી ભીંત ભણી જોઇ રહી અને અધ ઘડી એ દશામાં રહી. અંતે વિચારમાં ને વિચારમાં બોલી ઉઠી

अपारसंसारसमुद्रमध्ये निमज्जतीनां शरणं किमस्ति
गुरो कृपालो कृपया वदैतत् विश्वेशपादाम्बुजदीर्घनौका ॥

આ શ્લોક બોલાતાં જ ગુરુ પ્રસન્ન થયા હોય એમ વિદ્યાચતુરનાં પુસ્તકોપર દૃષ્ટિ પડી, અને ઉઠી તેમાંથી એનાં ખાનગી ટિપ્પણનું પુસ્તક ઉપાડી ઉઘાડે છે તો અનાયાસે મહારાજે આપેલી પ્રથમ આજ્ઞાનાં વાક્યવાળુંજ પાનું ઉઘડ્યું.

"સુન્દરભાભી, આ જુવો તમારા દિયર મહારાજની નોકરીમાં રહ્યા "તે પ્રસંગે મહારાજે એમને કરેલી પ્રથમ આજ્ઞા. એમાં જુવો કે "સ્ત્રિયોના કેટલા કેટલા ધર્મ લખ્યા છે? પુરુષોને એથી વધારે ધર્મ "પાળવા પડે છે. મહારાજની આજ્ઞા આપણે પણ પાળવા જેવી છે."

સુન્દરે સઉ વાંચી જોયું: પુસ્તક પાછું આપતી આપતી બોલી, "ન્હાનાં ભાભી, એ બધું ખરું, પણ આપણે યે માણસ છિયે. એમને "ખોટું લાગે ને તમને ન લાગે, ન્હાના ભાઇ કમાય ને ન્હાનાં ભાભી "વૈતરું કરે અને તગડકા વેઠે; પણ એની તો કોઇને ગુણઓશીંગણ "નહી, નહી તો નહી પણ સામું વગર વાંકે આરોપ મુકાય ને "ન્યાય અન્યાય તો તમારો તોળાય નહી—એ તે કંઇ રીત છે? એવું "એવું ખમવાની આજ્ઞા તો મહારાજ પણ ન કરે."

નીચું જોઇ વિચારમાં પડી આખરે ગુણસુંદરી બોલી: "સુન્દર-"ભાભી, તમે ધારો છો એમ નથી. ઈશ્વર માણસને માથે હજારો "જાતની વિપત્તિયો નાંખે છે તેનો કંઇ હેતુ નહી હોય એમ નહી "હોય. દુઃખથી માણસ ઘડાય છે"—

"ઉંધ્યો તમારો ઈશ્વર!" સુન્દર અકળાઇને બોલી; "જોને વાત "કરે છે તે! આ ન્હાનપણમાંથી મ્હારે તો સુખ દેખવા વારો આવ્યો "નથી અને આ અવતારમાં આવનાર નથી. હેવાતન ગયું તેને મરતા "સુધી દુઃખ. પછી એ દુઃખથી તે કિયા અવતારમાં ઘડાઇ રૂહેવાનું "છે ને સુખ દેખવાનું છે? એમ ક્‌હો કે પાછલે અવતારે કર્યું હશે, "ત્યારે આ અવતાર ભોગવિયે છિયે તે ખરું, અને આવતા અવતા-"રની વાત ખોટી. આશા એટલી નિરાશા. દુઃખ, દુઃખ ને દુઃખ!"

"તમે ક્‌હો છો એ વાત સમૂળગી ખોટી નથી. પણ પાછલો "અવતાર ખરો માનવો ત્યારે આવતો અવતાર કેમ નહી? લખચોરા-"શીની ઘટમાળ ફર્યા કરે છે. તપેશ્વર તપ કરે છે તે આવતા અવ-"તાર માટે. આપણે યે જે દુઃખ ખમવાં પડે તે પણ એક જાતનું તપ!"

"એને તે તપ કેમ કરીને કહેવાય! તપેશ્વર તો જાણી જો-ઇને હાથે કરી તપ વેઠે છે; અને આપણે તો વેઠો કે ન વેઠો, પણ માથે પડી શિવાય નમઃ"

"પણ આપણે પણ માથે પડ્યું વેઠવાના બે રસ્તા છે. ગમે તો "બડબડી ઇશ્વરને માથે આરોપ દેઇ વેઠિયે ત્હોયે વેઠાય; ને ગમે તો "ઈશ્વર જે કરતો હશે તે સારા સારુ જ હશે એમ જાણી વેઠિયે તે "પણ વેઠાય. પણ એકનું નામ તે ન ચાલ્યે વેઠવું, અને બીજાનું "નામ તે ઇશ્વરની ઇચ્છાને આનંદથી અધીન થવું એટલે આનંદથી ઈ-"શ્વરનું કિંકરપણું કરવું અને એનું નામ પણ તપ જ સમજવું. ઘરમાં "બંધાયે અત્યારે અકળાયાં છે તે ઘડીસોરાં આજ નહી તો કાલ શાંત "થશે, અને તે જાણ્યા છતાં તેટલીવાર સુધી હું ને તમે પણ અમસ્તાં "અકળાઇશું તેમાં કંઇ ફળ છે? તમારે જન્મારાનું દુઃખ છે તેના આ-"ગળ તો આ કંઇ ગણતરીમાં નથી. મ્હોટાં અકળાય ત્યારે એમ "સમજવું કે "હશે! મ્હોટાં છે—આપણે ન્હાનાં, તેણે સઉની મરજી "સાચવવી જોઇયે." ન્હાનાં વાંક કરે ત્યારે એમ જાણવું કે "હશે! "ન્હાનાં ને મ્હોટાં બેય સરખાં થશે, ત્યારે મ્હોટાનું મ્હોટાપણું શામાં?" "મને તો સુખનો રસ્તો આ લાગે છે."

"હાસ્તો. જ્યાં ત્યાં મનનું સમાધાન કરવું."

"ના, સઉને સુખ થાય એવો રસ્તો ક્હાડવાનું આપણા હાથમાં હોય "ત્યારે તેનો વિચાર કરવો કામનો. બાકી તો દુઃખ ગણીશું ત્હોયે "દુઃખ આવશે ને સુખ ગણીશું ત્હોય આવવાનું આવશે. એમ હોય "ત્યારે તો દુઃખને પણ સુખ ગણી લેવામાં શાણપણ છે."

સુન્દર જોઇ રહી, તેના મનમાં સમાધાન થયું, એનું પોતાનું દુઃખ પણ નરમ પડ્યું, અને ગુણસુંદરીના હાથમાંનું પુસ્તક ઉઘાડી તેમાં જોતી જોતી, જરાક મ્હોં મલકાવી બોલી.

"ખરું છે. આ બધું શાણપણ મ્હારા દિયર પાસેથી આણ્યું હશે. "વારુ, એમણે તમને સમજણ આપી તો આજ મ્હારે કામ લાગી. "પણ એવા ભાયડા બધાંને ક્યાંથી હોય? પાંચે આંગળિયે પરમેશ્વર "પૂજ્યા હશે ત્યારે મ્હારા દિયર જેવો ભાયડો મળ્યો છે. બાકી તો "આ તમારા જેઠ જીવે છે તેવા ભાયડા હોય તેના કરતાં તો મ્હારી "દશા સારી છે. આ જુવો એમની મેડીમાં ભવાઇ ચાલી છે તે અ-"હિયાં સુધી સંભળાય છે."

"બળી એ ભવાઇ! પણ આજ આ બધું શું થયું? તમને "ખબર હશે."

આના ઉત્તરમાં હા કહી સુંદરગૌરીએ સર્વ વાત ક્‌હેવા માંડી. જરાશંકર મામાને ત્યાં સઉ જમવા ગયાં ત્યારે તેણે માનચતુરને ઘરના સમાચાર પુછ્યા. ઘરમાં સુતો સુતો માંદો ડોસો નિત્ય ઘરનો તાલ જોયાં કરતો હતો, ગુણસુંદરી પાસે સઉ વાતો કરતાં તે પણ થોડી ઘણી સાંભળી શકતો, અને ઘરનાં સઉ માણસપર એને કંટાળો આવ્યો હતો. એ ક્રોધ ડોશી ઉપર ક્‌હાડયો અને ભાઇ બ્‌હેનને ધમકાવશે જાણી માનચતુરે જરાશંકર પાસે ધર્મલક્ષ્મીના વાંક ઉપરા ઉપરી ક્‌હાડવા માંડ્યા. તે પ્રસંગે સર્વ કુટુંબ બેઠેલું હતું અને તેમના સર્વના દેખતાં પોતાના ભાઇ પાસે આટલા ઘડપણને વખતે પતિને મુખે પોતાના ખરા ખોટા દોષ નીકળે તે ડોશીથી ખમાય નહી એ સ્વાભાવિક હતું. હું પતિનું કહ્યું નથી માનતી અને મ્હારા ઉપર પતિને સંતોષ નથી એવું ભાઇ ધારશે જાણી બ્‌હેનને સવિશેષ દુઃખ થયું. ગુણસુંદરીવિના ઘરનાં બીજાં સર્વ માણસનો દોષ ડોસાએ ક્‌હાડ્યો તેથી ડોશીના મનમાં એમ વસી ગયું કે વહુ ડાહિલી થઇ બધાંની સાથે બધાની થઇ છાનીમાની વાતો કરતી હતી તે વાતો પાછી એણેજ ડોસાને કહી દીધી હશે. ડોશીને પાલખાનો ખપ છે ને ફલાણાને ફલાણી વાત કરવી છે એ સઉ બાબતની માહીતી ડોસાને ગુણસુંદરીથી મળી હશે જાણી એનાપર ડોસીને તિરસ્કાર થયો, અને સ્ત્રીમંડળ એકલું પડયું તે વખતે ડોસીએ પોતાની દીકરીઓને મ્હોંયે ન્હાની વહુ બાબત આ હકીકતની ફરીયાદી કરી અને આવેશમાં ને આવેશમાં બોલી જવાયું કે "ખરી વાત, દીકરાનું "કમાયલું ખાઇયે પણ તે વહુને જ હાથે કની? ઘડપણ ઓશિયાળું "થયું ત્યારે વહુરોના ટુમ્બા ખાવા પણ પડે. હોય, એમાં એ શું કરે? "આપણાં બધાંનો ભાર એમને વેઠવો પડે તે શાં વ્હાલાં લાગિયે?" ડોશીને આ પ્રમાણે ઓછું આવી ગયું, દીકરીઓએ વાતોમાં ટાપશી પુરી, ને માના દુઃખમાં દીકરીઓ પણ ભાગ લેતી હોય તેમ તેમને પણ ભાભી ઉપર ખોટું લાગ્યું. ડોશીની આંખમાં આંસુ આવી ગયાં અને ચંચળ તે લ્હોતી લ્હોતી બોલી, "મા, શું કરવા અકળાય છે? "જેનો વખત હોય તેનાં ગીત ગાવાં પડે એ તો સંસારનો રસ્તો જ "છે." દુઃખબા રોઇને બોલી "આ સઉ મ્હારે સારુ થાય છે." જરાશંકરના ચોક આગળ પરસાળીમાં આ પ્રમાણે વાતો થતી હતી તે પરસાળમાં રાઇતાં કરવા બેઠેલી સુંદરે સાંભળ્યું હતું અને એણે સઉ

અત્યારે ગુણસુંદરીને કહી દીધું. ગુણસુંદરીને હવે સઉ વાત સમજાઇ અને ગંભીર મુખથી બોલી.

"એમનો કોઇનો વાંક નહી. ટાકસંચો એવો થયો કે એમના "મનમાં આવું વસી જ જાય, અને મ્હારો વાંક નથી તોપણ વાંક "વસે. એમાં નવાઇ નથી. વડીલને મ્હારા ઉપર પ્રીતિ અને દયા એ-"ટલી બધી છે કે બધાંનો વાંક ક્‌હાડ ક્‌હાડ કર્યાં કરેછે. શું કરિયે કે "મ્હારા ઉપરથી એમનો ભાવ ઓછો થાય? હવે આ બધું તો સમ-"જાયું, પણ મને ક્‌હેવાને વચનથી બંધાયાં છો તે વાત ક્‌હોને !"

સુંદર પાછી લેવાઇ ગઇ, તેના ઓઠે ન ઉપડ્યા, અને આંખમાં આંસુ આણી ગુણસુંદરી સામું ટગર ટગર જોઇ રહી આખરે બોલી.

"શું આ વાત પુછ્યા વગર તમારે નહી જ ચાલે? હવે એ "વાત જવા ઘો તો તમારો પાડ."

"પાડ બાડ મ્હારે જોઇતો નથી. ઓસંગાયા વગર જે હોય "તે કહી ઘો. મને તમારી બ્હેન સમજજો. જુવો, મ્હારી વાતો હું "તમને કહું છું કે નહી?"

સુંદર વાત ક્‌હેવા જતાં જતાં વળી અચકી અને બોલી, "બળી "એ વાત જવા ઘો. કહીશ કોઇ દ્‌હાડો વળી."

"ના, આવો વખત નહી મળે. હવે સાંભળ્યા વગર મ્હારું મન "કહ્યું નહી કરે. અત્યારે ને અત્યારે બધું કહી ન ઘો તો આ તમારી "દીકરીના સમ. એ વ્હાલી હોય તો ક્‌હો." ગુણસુંદરીએ ન્હાની કુમદસુંદરીને પલંગપરથી આણી સુંદરના ખોળામાં મુકી દીધી. સુંદરને સ્મરણ થતાં ચમકીને બોલી.

"વારુ, તમે સૂતકી છો ને મને ને આ પલંગને ને બધા ઘરને "બધાંને સૂતકી કરી દીધાં તમે તો?"

સૂતકને મનના આવેશે ભુલાવ્યું હતું: વિદ્યાચતુર આવ્યો ત્યારે હર્ષના ઉછાળાએ ભુલાવ્યું, અત્યારે દુ:ખના ઉછાળાએ ભુલાવ્યું. સ્મરણ થતાં ગુણસુંદરી પણ ચમકી.

"હવે તો શું કરિયે? તમે ન્હાઇ નાંખજો, પલંગને કંઇ ન્હવ-"રાવાય એમ છે? પણ એ બ્હાને તમે વાત ઉડાવો છો."

"હું શું કરું? તમને ક્‌હેતાં જીભ ઉપડતી નથી, બાકી જાણું "છું કે તમે જાણશો ત્યારે જ મને કરાર વળશે ને ત્યારે જ— તમે

" સમજ્યાં જ છો સ્તો ! હવે વધારે શું પુછોછો ? મ્હારે રોજ પેરસા-
" ળની મેડિયે સામન લેવા જવું પડે છે, અને કોણ જાણે શું એમને
" ભૂત ભરાયું છે કે રોજ મ્હારે ત્યાં જવું ને. રોજ ત્યાં એમનું આ-
" વવું થાય છે ને મને કનડે છે. અત્યાર સુધી તો હું છટકી જવા
" પામી છું અને ઈશ્વરે મ્હારી લાજ રાખી છે. પણ અરેરે ! રોજ
" હવાડે બેસે તેને કોઇ વખત કુવામાં પડવાની બ્હીક."

" તમે હવેથી ઉપર ન જશો. કાલે મ્હારે ન્હાવાનું છે એટલે
" કાલથી હુંજ જઇશ. પણ આજ આ શું બન્યું ને તમારા ઉપર
" ભાભી કેમ રીસે ભરાયાં ?"

" બળી એ વાત. એ સધવા ને હું વિધવા. એમનો ધણી પુ-
" રુષ ને હું તે બાઇડીમાણસ. મ્હારું રાંકનું લોહી તે હલકું હોય એમાં
" શી નવાઇ ? એ બે ક્‌હે કે કરે તે ખરું, ને મ્હારું સઉ ખોટું. હું ક-
" હીશ તે યે નહી મનાય ને નહી કહું તે યે નહી મનાય. મને શું-
" કરવા પુછો છો ? જો હાથે આવરદા ટુંકો કરાતો હત તો આ વ-
" ખત શું કરવા આવત ? કુવો હવાડો યે કરાય ને ગળે ફાંસો ઘાલું
" ત્હોયે ઘલાય. પણ એથી કાંઇ મ્હારા કપાળમાં લખેલું હશે તેથી
" છુટાવાનું છે ? એમ જાણું કે આ અવતારમાં દુઃખથી છુટું તો આપ-
" હત્યારી થાઉં ને બીજા સાત અવતાર એવું ને એવું ખમવું પડે—જો
" એમ ન હત તો ભાઇને ત્યાં એ શું કરવા ઓશીયાળી થાત ને ત્યાંથી
" અહિયાં પણ શું કરવા આવત ? પાપ કરતાં કાંઇ પાછું જોયું હશે ત્યારે
" તમારા હૃદયમાં આમ હરિ વસે છે ને મ્હારાપર દયા રાખો છો !
" બાકી તમે તે મ્હારે સારુ શું કરવા આટલું કરો ? હું તે તમારી શી
" સગી ? પણ આજ તો સગાં તે સગાં નહી ને આઘેનાં તે સગાં
" થાય છે. ઓ ન્હાનાંભાભી ! જાતે તો મરાતું નથી પણ કુવા આગળ
" જઇએ છિયે ત્યારે કોઇ ધક્કો યે મારતું નથી ને સ્હેજમાં અથડાઇ
" એ પડાતું નથી ! તમે મને શું કરવા પુછો છો ?" આટલું બોલતાં
બોલતાં સુંદર ગળગળી થઇ ગઇ, અને ન રૂહેવાતાં ગુણસુંદરીના
ખોળામાં માથું નાંખી રોઇ પડી અને એને ગળે હાથ નાંખી રોતી
રોતી બોલીઃ " ઓ ભાભી ! તમે તો મ્હારી મા છો ! તમે જ મ્હારાં
" જનેતા ! ઓ મ્હારી મા રે ! "—આમ કરી સુંદર વધારે વધારે
રોવા લાગી, અને અંતે અમુઝણથી છાતીમાં ડચુરો ભરાયો કે કંઇ
થયું હોય એમ તેનું આખું શરીર ખેંચાવા અને તણાવા લાગ્યું, ધ્રુ-
જવા લાગ્યું, અને અંતે એક છેલી જબરી હેડકી આવી હોય તેમ

થઇ તે હાલતી ચાલતી બંધ થઇ, બોલતી રહી ગઇ, અને શબજેવી બની ગુણસુંદરીના ખોળામાં હતી તેવી સજડ થઇ ગઇ. ગુણસુંદરી પણ અત્યંત દયાથી સુંદરનો બોલેબોલ પડતાં રોતી હતી, એને છાતી સરસી ડાબતી હતી, અને રોવામાં પોતાનાથી પણ બોલાતું નહી તેથી માત્ર એને વાંસે હાથ ફેરવતી હતી, તે એને આમ બોલતી બંધ થઇ ગઇ જોઇ એનું માથું ઉંચું કરવા લાગી અને રોતી રોતી બોલવા લાગી:
" સુંદરભાભી, સુંદરબ્હેન, આમ શું કરો છો ? ઉઠો—તમને મ્હારાં
" સમ ! હું મરું જો ઓછું આણું તો—આ છોકરી મરે ! સુંદરબ્હેન !
" સુંદરબ્હેન ! હશે-ન ક્હેવાય તો ન ક્હેશો—"

સુંદર ઉઠી અને ફરી વળગી પડી—" ઓ મ્હારી બ્હેન—ઓ
" મ્હારી મા—હું સગા ભાઇને વધારે પડી તેને તમે સંઘરી તે તમે
" મ્હારી મા નહી તો બીજું કોણ ?—આમ તો માયે ન કરે ! —ત-
" મને નહી કહું ત્યારે તે કોને કહીશ ? "— એમ કહી મ્હોટે સાદે રોઇ પડી. તે નીચે સંભળાયું પણ ક્રોધને માર્યે કોઇએ તેપર ધ્યાન આપ્યું નહી. માત્ર માનચતુર ઘરમાં આવી સઉના ક્રોધનો તાલ જોતો હતો તે એકદમ લાકડી ઝાલી ઉપર આવ્યો.

ડોસાને ઉપર આવ્યો જોઇ બે જણ સફાળાં ઉઠયાં અને આંખો લોહી નાંખી સામાં ઉભાં રહ્યાં. ડોસાએ પુછ્યું: "કેમ સુંદર ! કેમ રડેછે ?
" ગુણસુંદરી, શું છે ?"

સુંદરે તો ઉત્તર ન દીધો ને નીચું જ જોઇ રહી; પણ ક્રોધ ડાબી રખાયો નહી અને ખરી વાત ક્હેવાનો લાગ ઠીક આવ્યો છે તે જવા ન દેવો જાણી જરા ઉંચે સ્વરે ગુણસુંદરી બોલી— " કોણ જાણે શાથી
" રુવે છે તે ! જમીને અચિંતાં બારણું ઉઘાડી એ આવ્યાં અને પાછળ
" ધસતા ધસતા મ્હોટાભાઇ આવ્યા ને મને દેખી ઉપર ચાલ્યા ગયા—
" તે વખતથી સુંદરભાભી રુવે છે ને કારણ ક્હેતાં નથી. બધાંને પુછિયે
" પણ આજ તો હું યે પણ કાંઇ વાંકમાં જ આવી હઇશ એટલે કોઇ
" મ્હારી સાથે યે બોલતું નથી એટલે કોને પુછવું ? મ્હારો વાંક ક્હે
" તો હુ સુધારુ, પણ ક્હે નહી ત્યારે તો શું કરુ ?—રોશો નહી, સુંદ-
" રભાભી ! "

" ઠી—ક ! એ તો સમજ્યો બધું. " ડોસાને ક્રોધ ચ્હડયો, ને પાસે કોણ ઉભું છે ને શું બોલવું ને શું ન બોલવું તેનું ભાન ન ર્‌હેતાં મ્હોટે સાદે બોલતો બડબડતો મુછે હાથ દેતો એક પછી બીજા પગ-

થિયા પર લાકડી જોરથી ધબધબ મુકતો મુકતો નીચે ઉતરવા લાગ્યોઃ "રાંડનાને બ્હાર કોઇ ન મળ્યું તે ઘરમાં ને ઘરમાં નખોદ વાળવા "બેઠો—હરામખોર! વિચાર નથી કરતો કે એ તો ત્હારી **મા** થાય!" **મા** શબ્દ પર ભાર મુકી દાંત કચડ્યા. "મને ત્યાં ને ત્યાં જ વ્હેમ પડ્યો "હતો!" ડોસો ચાલ્યો ચાલ્યો પરસાળની મેડિયે ચ્હડ્યો, ચંડિકાને મેડીમાંથી બ્હાર બોલાવી પોતે અંદર પેઠો, ગાનચતુર ચમકી સામું જોઇ રહી ઉભો થયો, ને ડોસાની સામે આવ્યો કે ડોસાએ દાંત ને ઓઠ પીસી લાકડી ઉગામી દીકરાને લગાવી. ગાનચતુર આઘો ખસી ગયો, લાકડી વાગતી વાગતી રહી ગઇ, અને નીચે ખાટલા પર પડી તે ખાટલાની ઇસ ભાગી ગઇ. ડોસાએ પોતાનું બધું જોર ક્‌હાડ્યું.

ડોસાની રીસ જરીક શમી ગઇ અને ગાનચતુરનો ખભો ઝાલી, એના મ્હોં સામું જોઇ, એની આંખો ઉપર પોતાની આંખોમાંથી તીક્ષ્ણ કટાક્ષ નાંખી, ભ્રમર ચ્હડાવી, બોલ્યોઃ "કેમ, સુંદર ત્હારી મા ન થાય "કે?" બીજા હાથની તર્જની વીંઝી દાંત કચડી વળી બોલ્યોઃ "જો "જો બચ્ચા, આજ તો જવા દેઉં છું પણ ફરી એનું નામ દીધું તો હું "માંદો માંદો પણ તને તો પુરો કરી દેઉ એટલી આ શરીરમાં સત્તા છે." એને છોડી દેઇ ડોસો પાછો જતો રહ્યો અને જતાં જતાં પાછો વળી બોલતો ગયોઃ "ગમે તો સરત રાખજે-નીકર ત્હારા જેવા કુળ—અં-"ગારને ભાંયભેગો કરતાં તું મ્હારો દીકરો છે એમ મને થવાનું નથી ને "દરબાર ફાંસિયે ચ્હડાવે તેની બ્હીક નથી—પણ તને તો એક વખત "જેવો જન્મ આપ્યો તેવો મારી નાંખનાર પણ હું જ થાઉં ત્યારે "ખરો." ક્રોધથી આખે શરીરે લાલ લાલ થઇ ગયો, ધોળા ચળકતા વાળ ઉપર પરસેવાનાં ટીપાં ભરાયાં અને મોગરાના ફુલ ઉપર ઝાકળ જેવાં દેખાયાં, વૃદ્ધ અને જર્જરિત છાતી અને બીજાં સર્વ અવયવોમાં અચિંત્યું ઉભરાવા માંડેલું બળ આવેગથી સમુદ્ર પેઠે ખળભળવા લાગ્યું. એ મેડિયે ચ્હડ્યો તે વખત જ તેનીપાછળ ચંચળ, ધર્મલક્ષ્મી અને દુઃખબા દાદર પર આવી સંતાઇ રહ્યાં હતાં તે તેનાં પાછાં ફરતી વખ-તનાં પગલાંના ધબકારા સાંભળી ખરખર નીચાં ઉતરી પડ્યાં, એ પોતે દાદર પરથી નીચે ઉતરી આવ્યો, બળવાન રાજાને આવેશ ભરેલો જોઇ આશપાશનાં માણસ ચડીચૂપ થઇ ઉભાં રહે તેમ ડોસો દાદર ઉ-તરી પોતાની કોટડી ભણી ગયો તે વખત તેની એક પાસ ઘરનું સર્વ

---

૧ ઝારસો.

મંડળ પલટણ પેઠે હારદોર છાનુંમાનું તેના સામું જોતું ઉભું રહ્યું, અને તે કોટડીમાં પેશી લાકડી નીચે નાંખી દેઇ ખાટલામાં બેઠો. તે બેઠો તેની સાથે તેના પ્રતાપ અને ભયથી શાંત થયેલી ધર્મલક્ષ્મીની સૂચનાથી ચંચળ ગુણસુંદરીની મેડિયે ગઇ, અને મનનો આવેશ સંતાડી મલકતું મ્હોં રાખી આવડવાળી નણંદ બે ભાભિયોને નીચે લેઇ આવી, સઉ શાંત થઇ ઘરમાં કામે વળગી ગયાં. ડોસે આ સર્વ જોયું, તે પોતે પણ શાંત થયો, પોતાનો અર્થ સર્વ રીતે સિદ્ધ થયો લાગ્યો, અને કરચલીવાળી ફીક્કી આંગળિયોવડે ધોળી મુછો આમળતો બોલ્યોઃ "વારુ, "તમારી મ્હેરબાની કે સઉયે આટલાથી જ સમજી ગયાં—બાકી બીજે "ઠેકાણે તો "ત્રાહિ દીનાનાથ"—એવાં માણસ દીઠાં છે કે સામ દામ "ભેદ દંડ ગમે તે કરો પણ ધુળમાં આળોટવા પડેલાં જાડી ચામડીનાં "ગધેડાં સમજે તો એ સમજે. એમ લાગે છે કે ઈશ્વર હજી મ્હારા "ઘર સામું કંઇ જુવે છે." ડોશીને હરતી ફરતી અને ગુણસુંદરીને મિષે મિષે મનાવતી જોઇ ડોસો એકલો એકલો ખુશ થયો, હસ્યો, અને બોલ્યોઃ "હાં, આ બધાં શાંત થયાં તેનું કારણ આ ડોસલી ! "ભૈરવકાળકાનો ક્રોધ શમાવવા શિવજી એના પગતળે સુઇ ગયા હતા "તેમ મ્હારો ક્રોધ શમાવવા ડોસલી કરે એવી છે. ખરે, જેને જેવું "તેને તેવું કાંઇ મળી જ રહે છે—નીકર મને આ મૂર્ત્તિ ક્યાંથી મળે? "ન્હાનપણમાંથી દુર્વાસા જેવો આ હું તેને ન્હાનપણમાંથી આવી શાંત "અને લાતો પર લાતો પડે ત્હોયે પુછે કે લાત મારતાં તમારે પગે "વાગ્યું તો નથી ? એવી—આ ધર્માત્મા ન મળી હત તો એક બે "બાયડીનાં તો મ્હેં ઠેર ખુન કર્યાં હત !—પણ આનો આવો સ્વ"ભાવ ઘડનાર એનાં માબાપ સ્વર્ગમાં બેઠાં હો ત્યાં પણ એમનું કલ્યાણ "થજો ! અરે !"—આમ બોલતો બોલતો અને વિચાર કરતો કરતો માનચતુર શાંત થઇ સુઇ ગયો અને નીરાંતે નિદ્રામાં પડ્યો.

આ દિવસ પુરો થઇ રહ્યો. દિવસે ભારે જમણ જમેલાં તેથી રાત્રે કોઇને જમવું ન હતું. માત્ર ગુણસુંદરી વાળુ કરવાની હતી; પોતાને એકલીને વાસ્તે ક્યાં ખટપટ કરાવવી જાણી એ પણ આળસી જવા જેવું બોલવા લાગી. પણ ડોસો ઉંઘી ગયો ત્યારથી તે અત્યારસુધીમાં ઘરનો સર્વ સ્ત્રીવર્ગ શાંત થઇ એકબીજા સાથે ઘણા દિવસના એકઠા થયેલા ખુલાસા કરવા મંડી ગયો હતો, સઉ અન્યોન્યને મનાવવાને આતુર બન્યાં હતાં, પરસ્પર પ્રીતિ બતાવવા લાગ્યાં હતાં, અને નિત્ય દીઠેલો કંકાસ જાણે સ્વપ્નમાં જ થઇ ગયો હોય એમ ગઇગુજરી ભુલી

જઇ આ સર્વ મ્હોટું કુટુંબ કલ્લોલ કરતું દેખાયું. સઉ મનોમનસાક્ષી થયાં. ધર્મલક્ષ્મીએ ગુણસુંદરીને વાળુ કરવા આગ્રહ કર્યો, ચંચળે પોતાના હાથની રસોઇ ભાભીને ચખાડવા આગ્રહ કર્યો, દુ:ખબા સુંદર જોડે ઘરને ઉમરે બેસી વાતો કરવા લાગી, ચંડિકા હીંચકે બેસી ન્હાની કુમુદને રમાડવા—હાથ ઉપર કુદાવવા—અને બાલકસામે બાળચેષ્ટા કરવા લાગી, અને કુટુંબનાં સર્વ છોકરાં તેની આશપાશ રમવા લાગ્યાં.

આ આનંદમાં એકલો ગાનચતુર ભાગ લેઇ શક્યો નહી. તે કાંઇ સ્વભાવેજ દુષ્ટ હતો નહી, તેનામાં બુદ્ધિ ન હતી એવું હતું નહી, તેનામાં અંતઃકરણની શૂન્યતા હતી નહી. પરંતુ માનચતુરના હાથ નીચે એ ઉછર્યો હતો; એની સાથે પરદેશમાં ન્હાનપણથી રહ્યો હતો; એની કરેચોનો ન્હાનપણથી જ સાક્ષી થયો હતો; અને માનચતુરની કચેરીમાંનું એનું આશ્રિતમંડલ ન્હાના ગાનચતુરને બોલાવતા—ગમે તેવું તેની પાસે બોલાવતા—ગમે તેવું તેને કહેતા—ગમે તેવી વાતો તેની પાસે કરતા. કચેરીમંડળને દેશાંતરમાં આથડવાનું થતું ત્યારે થાકેલું મંડળ એને પોતાની સાથે ફેરવતું; પોતે હલકા હલકા આનંદવિનોદ કરતું અને તેમાં એને ભેળવતું; એ મ્હોટાં દેખાતાં માણસોના દોષમાં દોષ જોવા જેટલી સમજણ બાળકમાં ન હતી તેથી દોષને ન્હાનો છોકરો ગુણ જોવા સમજતો; એ મ્હોટાં માણસો લાંચ લે, અપશબ્દ ભરેલી વાતોના અપરસમાં રસ માની લીન થઇ જાય, એકલા કુમારા જેવા એ લોક પરદેશમાં આથડતાં લંપટવૃત્તિને નિર્લજ્જતાથી નિરંકુશ બનાવે, પોતાના ઘર આગળ—પાડોશમાં—રસ્તામાં સ્ત્રિયો આવે તેની મશ્કરીયો કરે, ખાનગી પ્રસંગે આડોશીપાડોશીની વયમાં આવતી છોકરિયો સાથે—કજોડાને દુ:ખે વિન્હળતા ન ખમાતાં લોકલજ્જાનો ભાર નાંખી દેવા આતુર બનતી બ્હારના પુરુષો ખોળનારીઓ સાથે—ભોળા માણસોની સ્ત્રીચરિતભરેલી સ્ત્રિયો સાથે—સ્વભાવે જ કરેલી કુલટાઓ સાથે—સ્હેલડ ઘેલિયો સાથે—છોકરાં શોધનારી વંધ્યાઓ સાથે—નોકરીમાં હાથનીચે રહેલા પુરુષોની સ્ત્રિયો સાથે—સ્ત્રીદ્વારા કામ કહાવનારાઓની સ્ત્રિયો સાથે—વિશ્વાસુ મિત્રોના ઘરની સ્ત્રિયો સાથે—કુમાતાઓ અને દુષ્ટ સહીપણીઓ અને કુટણીઓના હાથમાં સપડાયલી બુદ્ધિહીન મુગ્ધાઓ સાથે—માનચતુરનું કચેરીમંડળ ગામપરગામમાં પ્રસંગો ખોળતું—પ્રસંગમાં આવતું, અને તેમની કુત્સિત ચેષ્ટાઓનો ગાનચતુર અનાયાસે અથવા પોતાની કે પારકી ઇચ્છાએ સાક્ષી બનતો; આ સર્વ પુરુષો એક જાતની બ્હાદુરી કરેછે, પુરુષાતન બતાવે છે, અને તેમના જેવું શીખે ત્યારેજ છો-

કરી હોંશિયારમાં ખપે—એવી બુદ્ધિ ઉગતા બાળકમાં આવતાં વાર ન લાગી અને આવા ખરાબ ભેજવાળી હવાનો સહવાસી બાળક મ્હોટો થયા પછી પણ તે હવાવિના તેને ચ્હેન ન પડતું. ક્ષુદ્ર અધિકારનો અમલ અને દોર, પઇસાની કુમાર્ગે કમાણી અને કુમાર્ગે જ તેનો નાશ, દુષ્ટ પ્રસંગોપર પ્રીતિ, અને દુષ્ટ કર્મની ભાવના: આ સર્વથી ભરેલા કચેરીમંડળ પર **માનચતુર** રાજ્ય ચલાવતો—એ સર્વ મંડળને સરકારી નોકરો હોવા છતાં પોતાના નોકરો હોય તેમ પોતાના હાથમાં રાખતો—અને એ જ સંબંધને લીધે એનો પોતાનો પુત્ર એમની રીત ભાતનો નોકર બની ગયો અને તેમની વચ્ચે રહી તેમનાથી જુદા ગુણ અને જુદી શક્તિવાળો પોતે હતો તે પોતાના ગુણ પુત્રને તેની ઉગતી અવસ્થામાં આપવાનું ભુલી ગયો. **માનચતુર**નો સ્વભાવ જુદો જ હતો અને એની શક્તિ પણ કાંઇ અસાધારણ હતી. એ લંપટતાને વશ ન હતો પણ લંપટતા એને વશ હતી. લંપટ થવું ધારે ત્યારે એ થતો, અને ન થવું ધારે ત્યારે ઇન્દ્રની ઇન્દ્રાણી પણ એને ચળાવી શકતી ન્હોતી. ધારું તો ઈશ્વર જેવો થાઉં અને ધારું તો સેતાન થાઉં, એવું એને ગુમાન હતું. ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ, પોતાના ઉપરી, પોતાના હાથ નીચેનાં માણસ,—કોઇનો પણ હું દાસ નહી—એ સર્વ મ્હારાં દાસ: એ વાત સિદ્ધ કરવા કરી આપવામાં **માનચતુર** પોતાનું પુરુષત્વ માનતો. અત્યંત સુખ એને લોભાવી શકતું નહી, અત્યંત દુઃખના ભારનીચે ડબાતો ડબાતો પણ તે હસતો. ષડ્વિકારોના તરંગ એની મરજી હોય ત્યારે ઉછળતા—એની મરજી હોય ત્યારે શાંત થઇ જતા. અવસ્થામાત્રને એ તૃણવત્ લેખતો. પોતાની શક્તિ દેખાડવાનો એને શોખ હતો; અને ઉપરીને, હાથ નીચેના માણસને, અને તેમજ પોતાની જાત ઉપર પણ પોતાની શક્તિ દેખાડી એ આનંદ માનતો. જો ઉપરી **માનચતુર**ના કહ્યામાં રૂહે અને **માનચતુર**ને માન આપે તો એવા ઉપરીને સંકટપ્રસંગે પોતાની બુદ્ધિ સત્તા અને દ્રવ્યના સાધનવડે સંકટમાંથી છોડવવા યત્ન કરતો અને સફળ થાય ત્યાંસુધી વિરામ પામતો નહી. કંઇક ઉપરીઓપર લાંચના અથવા બીજી રીતે કસુર કરવાના આરોપના પ્રસંગ આવેલા; કંઇકને પોતાના કામમાં ગુંચવારા ભરેલા અને આંટીના પ્રશ્ન ઉઠેલા; કંઇક પ્રજાવર્ગના રાગદ્વેષના પાત્ર થયેલા અને તેમના પર તરકટ ઉઠેલાં; કંઇક પોતાના ઉપરી અમલદારોના અભિ[માન] અથવા દુર્ગુણ અથવા દ્વેષના બલિદાન થયેલા;—એવા એવા સર્વ [ઉપર]ીઓને **માનચતુરે** પોતાની બુદ્ધિથી સવળા માર્ગ બતાવેલા અથવા

ખરેખરી સહાયતા આપી સૂક્ષ્મ પ્રસંગોમાંથી ઉગારેલા હતા. તેઓ માનચતુરની બુદ્ધિની પ્રશંસા કરતા અને ઉપકારના બંધનથી એના દાસ થતા. જો કોઇ ઉપરી માનચતુરથી વિરુદ્ધ થયો તો માનચતુરની બુદ્ધિ અને સત્તા તેને ફસાવ્યા વિના રહેતી નહી. એવા ઉપરીની સ્ત્રીને વશ કરવામાં પોતે પરાક્રમ માનતો. અને પરાક્રમ ઉઘાડી રીતે દર્શાવતો ત્યારે જંપતો. એ ઉપરીના કુટુંબમાં કંકાસ રોપાતો, એ ઉપરીની સામે તેના ઉપરી પાસે ફરિયાદો જતી, એ ઉપરી પોતાના ઉપરીનો વિશ્વાસ ખોતો, લોકમાંથી પ્રતિષ્ઠા ખોતો, તેને હજારો વેરિયો ઉભા થતા, તેના સામે અપવાદ અને અપકીર્ત્તિ આવતાં, ઘરમાં અથવા રસ્તામાં માર ખાવાનો તેને નિરંતર ભય ઉત્પન્ન થતો, તેના મિત્રો ફુટતા અને શત્રુ જેવા બનતા, અને તે કાયર કાયર બની જઇ માનચતુરને પ્રસન્ન કરે ત્યારસુધી સ્વસ્થ થવા પામતો નહી. જે માણસ ઉપરીને આ પ્રમાણે સતાવે તેનાથી હાથનીચેનું મંડળ કંપે તેમાં નવાઇ શી ? હાથ નીચેનાં માણસોને એ બકરાં જેવાં ગણતો, ચાલતાં સુધી તેમને સતાવવા એ બહુ હલકું માનતો, અને તેમને આશ્રય આપવામાં પોતાની વડાઇ લેખતો. તેમની ખુશામતથી છેતરાતો નહી પણ ખુશામતથી આનંદ માનતો તેમજ તેમનું કલ્યાણ કરવામાં પણ આનંદ અને મ્હોટાઇ માનતો. લુટવો તો રાજાને ને મારવો તો હાથીને એ એનો સિદ્ધાંત હતો. ગરીબ માણસો પાસેથી અથવા દ્રવ્યવાન પણ ધર્મિષ્ઠ અને ભલાં માણસ પાસેથી તે કદી પઇસો સરખો લેતો નહી અને તેનું કામ મ્હાઠને મફત કરી આપતો. કોઇ લુચ્ચા કે એવા માણસ મળ્યા તો તેની પાસેથી ચુસી ચુસીને પઇસા કહડાવી લેતો અને તેને ત્રાહિ ત્રાહિ કહેવરાવે તે વગર તેનું કામ કરતો નહી, અને કામ થયા પછી પણ જન્મારા સુધી એ લોક પોતાના દાસ થઇ બંધનમાં રહે એવી રચના કરતો. સગાંસંબંધી અથવા મિત્રમંડળનાં ઘરમાંની સ્ત્રિયો સામું જોવું એ માનચતુર ઘણી હલકી વાત ગણતો અને તે બાબત એને અતિશય તિરસ્કાર હતો. જેણે પોતાના ઉપર રજ પણ વિશ્વાસ મુક્યો હોય તેની સ્ત્રીને ફસાવવી એમાં નામરદાની અને નાદાની માનતો. કુલટા સ્ત્રિયો સાથે વ્યવહાર રાખવો એ તો કોઇને ફસાવવાનું કામ નથી—એ તો એક હલકી સ્ત્રીને હાથે પુરુષ ફસાયા જેવું છે અને તેવા પુરુષને દમવિનાના ગણવા એવું એ માનતો. કોઇ સ્ત્રી ગમે તેવી સુંદર હોય તો પણ તેની સુંદરતા ઉપર મોહ પામી જવું એ તો રાંડને જોઇ બુદ્ધિ ખોવાનું કામ ગણતો. અને તેવી બા-

બતમાં પઇસા ખોવા એના જેવી મૂર્ખાઇ તો એને બીજી એક પણ વસતી નહી. એનું લંપટપણું માત્ર મમત અને વૈરથીજ ઉત્પન્ન થતું, અને મમત અને વૈરની શાંતિ સાથે શાંત થતું. કોઇ સ્ત્રીએ એની બાબતમાં તિરસ્કાર બતાવ્યો તો ત્યારથી થોડા દિવસમાં એ સ્ત્રી પોતાને એને ઘેર ગઇજ દેખતી અને **માન**ચતુરની દાસી થઇ જતી. ડાહી પતિવ્રતાઓ એની આ શક્તિ જોતી અને એની આગળ અભિમાન ન બતાવતાં એને કાકા મામા અથવા ભાઇ કહી બોલાવતી તો એ તેના સામું પણ ન જોતો, એટલુંજ નહી પણ તેવી સ્ત્રિયો કદીક ચળતી તો તેને સવળે માર્ગે દોરી કુછન્દમાંથી બચાવતો. જે પુરુષો **માન**-ચતુર સામી બાકરી બાંધે અથવા તેના આગળ અભિમાન બતાવે તેની સ્ત્રિયો પણ એની જાળમાં ફસાતી. પોતે દેખાવમાં ભવ્ય હતો. જાતે ઉંચો પ્હોળો અને ગોરો હતો. જુવાનીમાં તેના વાળા કાળા, ઝીણા, અને ચળકાટ મારતા હતા તે ઘડપણમાં ધોળા થતા ગયા તેમ એ ધોળાશમાં પણ ચળકાટ લાગવા માંડ્યો અને જુવાનીમાં તેમ ઘડપણમાં પણ આ પુરુષનો દેખાવ ટાપટીપ વગરનો હોવા છતાં સ્ત્રીઓને એક પળમાં વશ કરી દેવામાં સમર્થ હતો. કદીક તો એ બોલતો ત્યારે કોઇ રાજા બોલતો હોય તેમ લાગતું અને એનું અપમાન કરતાં ઉપરીઓની પણ જીભ ઉપડતી ન હતી. પોતાની આ શક્તિ અજમાવવાનો એને શોખ હતો. તેમાં વિશેષે સ્ત્રિયો ઉપર અજમાવતો. એનાથી અંજાયલી કુલટા સ્ત્રિયો એની પાછળ ભમતી તેને એ ભમાવતો. સ્વભાવે અશુદ્ધ નહી પણ નબળાં મગજ વાળી એવી સ્ત્રિયો પણ પતંગિયાં દીવામાં પડે તેમ આના મોહના ફાંદામાં પડતી. કેટલીક બુદ્ધિશાળી સ્ત્રીઓને **માન**ચતુરની બુદ્ધિનો અને વાતચીતનો શોખ થતો. રસિક અથવા તાર્કિક સ્ત્રિયોના મગજમાં તો **માન**ચતુરની મૂર્ત્તિ અને વાતો સ્વપ્ન પેઠે રાતદિવસ તરતી હતી અને ખસવા પામતી ન હતી. આવી આવી અનેક સ્ત્રિયો **માન**ચતુર પાછળ મધમાખો મધપુડા આગળ ભમે તેમ ભમ્યાં કરતી હતી. **માન**ચતુર તેમને ભમવા દેતો, તેમને વાતો કરવા દેતો, અને તેમના મનમાં ખોટી ખોટી આશા ઉત્પન્ન કરતો પરંતુ જેવી રીતે સઉના ઉપર આ મોહજાળ પાથરવાનો એને શોખ હતો તેનાથી બમણો શોખ એ સર્વની મોહજાળમાં જાતે ન ફસાવાનો હતો. વિષયમાત્ર મને બાધ ન કરે એવી મ્હારી શક્તિ છે, વિષયને હું નચાવું છું— વિષય મને નચાવી શકતા નથી, સંસાર મ્હારો દાસ છે—હું તેનો દાસ નથી, શ્રીકૃષ્ણનીપેઠે સંસારમાં રૂહેવા છતાં તેમાં હું લપટાતો નથીઃ

એવા અનેક વિચારને આચારમાં આણતો હતો અને પોતાની તેમ કરવાની શક્તિ અનુભવસિદ્ધ થઇ જોઇ અભિમાન અને આનંદ પામતો હતો. આથી એની પાછળ ભમનારી અનેક સ્ત્રિયો સાથે અણીનો વખત આણી પોતે ખડકયામાંથી ખસી જતો હતો, હજાર પ્રસંગ ઉત્પન્ન કરી તેમાંના માત્ર એકાદ પ્રસંગે જ કોકને અનુકૂળ થતો હતો, બાકીના નવસે નવ્વાણું પ્રસંગે સઉને નિરાશ કરતો હતો, અને નિરાશ થનારને બાકી રહેલા એક પ્રસંગનું પાત્ર થવાની આશામાંથી છુટવા ન દેતો. એની જુવાનીનો આ મદ ઘડપણ સાથે ઉતરતો ગયો છતાં છેક છેલે સુધી જડમૂળથી ગયો નહી અને આવો શોખ ખોટો એવી શીખામણ ઈશ્વરે એને માત્ર છેક છેલે વખતે આપી. છેક છેલે વખતે જ્યારે એણે સર્વ પ્રસંગ ઓછો કરી દીધા જેવું થયું હતું ત્યારે એને કોઇનો રોગ લાગ્યો, તે અસાધ્ય નીકળ્યો, અને ધર્મલક્ષ્મી પોતાની આખી જુવાનીમાં પતિના દોષ અતર્ક્ય ક્ષમા રાખી વેઠતી હતી અને ગમ ખાતી હતી તે આ ને આ દશામાં વૃદ્ધ થવા પામેલી આજ આવે સમયે આખા જન્મની ક્ષમા ખોઇ બેઠી અને માંદા માનચતુરના ખાટલા આગળ રોતી રોતી ધર્મનો ઉપદેશ કરવા લાગી.

"અરેરે! મ્હારૂં ભાગ્યજ ફુટેલું છે. કેટલાકને ખાવાનો ગળકો "હોય છે અને કેટલાકને પારકી ચીજ જોઇ જોઇ ચોરી લેવાની "ઊર્મિ ઉછળે છે તેમ કેટલાંકને પરસ્ત્રીનો ચસકો હોય છે. જો એવો "ચસકો તમને હત તો હું એમ જાણત કે તમે પામર જીવ છો. "જેમ શરીર ઉપર આપણુ બળ નથી તેમ પામર જીવવાળાનો જીવ "તેમના હાથમાં નથી રહેવા પામતો. તેઓ બીચારા પોતાના દોષ "જાણે અને પસ્તાય તો પણ લગામ હાથમાં રાખી શકતા નથી પણ "તમારો તો જીવ સાધ્ય છે—તમે ધારો તો મ્હોટા જોગીરાજ જેટલા "નિયમ પાળી શકો એમ છે, પણ તમે તો જે કરો છો તે જાણી "જોઇને કરો છો! જાણી જોઇને કરે તેને બેવડું પાપ—તેને પ્રાયશ્ચિત્ત "પણ નહી." હૃદયમાંથી નિઃશ્વાસ મુકી વળી બોલીઃ "આપણે "એક બીજાના પુણ્યપાપનાં ભાગિયાં છિયે. હું તો ઘણુંયે જાણું કે "કાંઇ ધર્મ થાય—મનુષ્યદેહ કાંઇ ફરી ફરી આવવાનો છે? પણ "મ્હારૂં જાણ્યું શા કામનુ? હું જાણું ને તમે ન જાણો! એ તો લુણ "ઉપર લીંપણ! તમે જેટલાં પાપ કરો ને તેનાં ફળના અધિકારી "થાવ તેમાં યે મ્હારો ભાગ! હું ધર્મ કરૂં તે ધોવાઇ જાય ને ઘરમાં "કોઇ પાપ કરો તે અવશ્ય વળગે! પારકાં પાપનો ભાર મ્હારે

"આવતે અવતાર પણ તાણવો પડશે! અરે! મ્હારે તો મ્હારી જુ-
"વાનીમાંથી જ એ ભાર દેખવો પડ્યો છેઃ હું બોલી નથી—ચાલી
"નથી—તમને કોઇ દિવસ ઠપકો દીધો નથી—પણ પેલી મ્હારી
"શોક્યો દેખી મ્હારા અંતરમાં કાંઇ ભડકા નહી લાગ્યા હોય? મ્હા-
"રાપર રજ ખોટો વ્હેમ પડ્યો હતો તો આપને આટલું થયું હતું
"તો તેટલાપરથી વિચાર કરો કે મને કેવા ધીકધીકતા અંગારા ચંપાયા
"હશે? તમને તો ઈશ્વર ક્ષેમ રાખો પણ હું તો આ અવતારમાંજ
"મ્હારા ભાગનાં ફળ ભોગવી ચુકી છું—ભલે! એટલાથી જ જો
"પુરું થયું હશે તો તે ભોગવવા બીજે અવતાર નહી લેવો પડે—હાય!
"હાય! હું શું કરું! મ્હારી આંખ આગળ સઉ તરી આવે છે,
"મ્હારા કાળજામાં ચીરા પડે છે, મ્હારી આંખે અંધારાં આવે છે-
"શિવ! શિવ! શિવ!—ઓ મ્હારા બુદ્ધિશાળી કંથ!—તમે હજીયે
"નહી સમજો? આ ધોળાં પળિયાં વિચાર નહી કરાવે? આ મંદવાડ
"કંઇ નહી સમજાવે? હજી મ્હારે કપાળે શાં શાં દુઃખ લખેલાં
"હશે!" થોડી વાર બોલતી બંધ રહી. વળી કાંઇ સાંભરી આવ્યું
હોય એમ બોલવા લાગીઃ "આજ તો તમને પાંચસે રુપિયાનો પગાર
"થયો હત—હજી સુધી ટુંકા પગારમાં પગ ઘસવા પડે છે તે આ
"એક કટેવને પાપે. હજીયે કાંઇ સમજો. શરીર આજ છે ને કાલ નથી.
"મ્હારી તો ચિંતા કરતી નથી—પણ હજી તમારી પાસે કાંઇ સંગ્રહ
"થયો નથી—છોકરાં શું કરશે? ન્હાનો તો મોસાળને પ્રતાપે પણ
"કમાય તે ખરું, પણ મ્હોટો તો આ તમારી છાયામાં ઉછર્યો છે
"તેને તમે ઠેકાણે પાડ્યો છે તે ચાલે છે—પણ એના ઉપર તમારી
"છાયા બધી રીતની આવી છે. માબાપનાં પુણ્યપાપ છોકરાંને ફળે.
"તમારી કટેવો એનામાં ઉગી નીકળી છે. તમારી બુદ્ધિ નથી, તમારી
"શક્તિ નથી—પણ તમારા જેવું કરવા જાય છે, એ છોકરો કોઇ
"દિવસ ખત્તા ખાઇ બેસશે ને એને કોઇ પણ ઉગારવાનું નથી.
"તમારી છાયામાં એ ઉછર્યો તેની એ પ્રસાદી. હું તો હોરણી પ્હેરીને
"જ જાઉં તો ભાગ્યશાળી—પણ આ છોકરો શું ખાશે? જાતે કમાશે
"નહી, તમે કાંઇ મુકી જવાના નથી, ને ખુણેખોચલે પડ્યું રહ્યું હશે
"તે નરઘાંસારંગીના સાદ ભેગું તણાઇ જશે કે પારકા ઘરની રાંડોનાં
"છોકરાં ખાશે. એ બધું તો બળ્યું—જેનું લાગ્યું જે ભોગવશે, પણ
"તમારે યે આવતો અવતાર છે તે વખત તમારું શું થશે! જરી
"તો વિચારો! થયું તે તો થયું—પણ હવે તો કાંઇ સમજો!—મ્હારે

"શું ! હું તો આજ છુ ને કાલ નથી ! ઘડીના છઠ્ઠા ભાગમાં આયુષ્ય "પુરું થશે ત્યાં સુધી ઋણાનુબંધ છે તે જોડાઇ છું—પછી કાંઇ "જોડાઇ રહેવાનું હાથમાં છે?"

ખાટલાની પાંગથ પર બેસી ડોસીએ આ સઉ રોતે રોતે કહ્યું અને કહી રહેવા આવી તેમ તેમ આંસુ લ્હોતી લ્હોતી શાંત થઇ ગઇ અને ડોસાના સામુ જોઇ રહી. એણે કહેવા માંડયું કે તરત તો ડોસાને ક્રોધ ચ્હડી ગયો અને ક્રોધમાં રાતો રાતો થઇ ગયો. "રાંડ, આ તે કહેવાનો વખત છે?" એ વચન તેના ઓઠસુધી આવી સુકયું હતું, અને ડોસી બંધ રહે કે કહું એ વિચારે અટકાવી રાખ્યું હતું. ડોસીનાં વાકય વધારે ચાલ્યાં; અને ડોસાના અપવિત્ર જીવનનાં ફળ તેના કુટુંબને ચાખવાં પડેછે અને છોકરાએ પણ બાપના માર્ગપર જવા માંડયું છે એ સર્વ વિગતનો ચીતાર ડોસીએ જેમ જેમ ખડો કર્યો તેમ તેમ પોતાના દુરાગ્રહે કરેલી ભુલોથી શત્રુના મુખમાં સેનાસહિત આવી પડેલો સેનાધિપતિ પોતાની ભુલોના ભાનથી પોતાના ઉપર ખીજાય અને પોતાની બુદ્ધિ ઉપર તિરસ્કાર કરે તેમ **માનચતુરને** થયું. જેમાં પોતે વર્ષોનાં વર્ષો સુધી પરાક્રમ માનેલું તે રીતભાત અને તે કરણીથી પોતાના કુટુંબમાં ઝેરનાં ઝાડ રોપાઇ ગયાં દેખાતાં **માનચતુર** સુતો સુતો ઓઠ અને હાથના પ્હોંચા કરડવા લાગ્યો—અને ધર્મલક્ષ્મી ઉપરનો ક્રોધ પશ્ચાત્તાપે ડાબી નાંખ્યો. રોગ અને પશ્ચાત્તાપે કંપાવી દીધેલું અભિમાન શિથિલ થતાં ધર્મનો ઉપદેશ તેમાં પગપેસારો કરવા પામ્યો; અને ઘણા દિવસના હવડ પડેલા ગોઝારા ઘરનાં બારણાં ઉઘડે તેમ **માનચતુરનાં** મગજનાં બારણાં ઉઘડ્યાં, અને એવા ઘરમાં કોઇ એક હાથમાં દીવો અને એક હાથમાં ઝાડુ લેઇ પેસે ને જે દીઠું તે સાફ કરવા માંડે તેમ આ મગજમાં ધર્મોપદેશ પેઠો અને ફરી વળવા લાગ્યો. એના કપાળની અદલબદલ થતી કરચલિયોમાં, ઉઘાડવાસ થતી આંખોમાં, વારા ફરતી બેસી જતા અને ઘડીમાં ફીક્કા અને ઘડીમાં રાતા થઇ જતા ગાલમાં, ફરફડતા ઓઠમાં, અસ્વસ્થ અને પથારીમાં આમ તેમ અથડાતા ઉછળતા હાથપગમાં, અને આરામ વગર તરફડતા આખા શરીરમાં, **માનચતુરના** મનના આ સર્વ ફેરફાર બ્હાર દેખાઇ આવવા લાગ્યા. એક છેડે બાળવા માંડેલો વાળ બીજીપાસના સાજા છેડાસુધી હાલી જાય, અમળાઇ જાય, અને ચરચર થતો જાય તેમ અત્યારે ધર્માગ્નિથી ડોસો થવા લાગ્યો. તેમાં પોતાની આખી જુવાનીમાં ધર્મલક્ષ્મીએ કેવી સહનશીલતા અને કેવી ક્ષમા રાખી હતી, અને પોતે

કેવી દુષ્ટતાથી વર્ત્યો હતો, એ દુષ્ટતાનું પોતાને ભાન સરખું ન હતું, અને પોતાનું પરાક્રમ સ્ત્રીનાં મર્મસ્થાન નિર્દય રીતે ચીરવામાં જ પર્યાપ્ત થતું: આ વિચારનો એના મનમાં આખરે ઉદય થયો. પોતે ક્ષમાને પાત્ર ન છતાં સ્ત્રિયે આટલી આટલી ક્ષમા રાખી તે વાતનું ભાન વીજળી-પેઠે તેના મગજની રાત્રિમાં ઝબુકી રહ્યું, અને છેક બાળપણમાં રોયો હશે તેને આજ આંખમાં કંઇક આંસુ આવ્યાં અને ધીમે રહી પથારી-માંથી આંખો ઉંચી કરી બોલ્યો.

"આ વચન આટલાં મોડાં છેક આજ કહ્યાં. આ ઉપદેશ છેક "મરણપ્રસંગે કર્યો કે મને હવે કંઇ પણ કામમાં નહી લાગે–આ કામ "તું આ ઘરમાં આવી તેવામાં જ કેમ કર્યું નહી? મને વેળાસર કેમ "કાંઇ કહ્યું નહી? આગ લાગતાં સુધી કુવો ન ખોદવાનો મેળ "ક્યાંથી રાખ્યો ?" અર્ધ મીચેલાં પોપચાંવાળી ઘેનભરેલા જેવી આંખો આ વચનને અંતે ઉંચી રહી ગઇ—જાણે કે મળનાર ઉત્તર સાંભળ-વાનું કામ કાનનું નહી પણ આંખોનું જ હોય. મ્હોં ઉઘાડું રહી ગયું–જાણે કે ઉત્તર તેમાં લેવાના હોય. એક હાથ ઉછળી ડોસીના ખોળામાં પડ્યો—જાણે કે ક્ષમાનું દાન માગતો હોય. ડોસીએ એ હાથ ઝાલ્યો.

"હું જાણું છું કે મ્હારે તમને આ સમે ન ક્હેવું હોય. પણ "જો આ રોગમાંથી તમે નહી જ ઉઠો એમ હત તો ન ક્હેત. પણ "મ્હારો અંતરાત્મા મને ક્હેછે કે તમે સવારના પ્હોરમાં ખાટલામાંથી "ઉભા થશો. મ્હારું કર્મ ફુટેલું નથી. હું કપાળે ચાંલ્લો લેઇને જ-"વાની છું. જ્યારે તમને કરાર વળે ત્યારે અત્યારનું ક્હેલું તમને કા-"મમાં લાગશે જાણી ક્હેવાનું તે અત્યારે કહું છું. આજ સુધી તમને "ન કહ્યું તેનું કારણ એ કે મ્હેં કહ્યું હત તે તમારા મનમાં વસત "નહી. પાછળથી ક્હેવાનું ન રાખ્યું તેનું કારણ પણ એ જ કે તમે "હતા તેવા ને તેવા થાવ એટલે મ્હારું કહ્યું સાંભળવાના નહી. મને ઘ-"ડપણ આવ્યું, મ્હારી વાસનાઓ ઉડી ગઇ, અને તમારી વાસનાઓ "ફરી થવાની. અત્યારે તમારી આંખો ઉઘાડી છે એટલે તમને જે બ-"તાવું છું તે દેખો છો, કાન ઉઘાડા છે એટલે કહું છું તે સાંભળો "છો, એ દેખાડવાથી અને સંભળાવવાથી હું તમારા જીવને દુભવું છું– "પણ હું તમને અત્યારે ન કહું ત્યારે ક્યારે કહું? જેમાં મ્હારું, ત-"મારું, અને આખા કુટુંબનું કલ્યાણ છે એવી વાત ક્હેવાનો મ્હારો "અધિકાર તમે ક્યારે રાખ્યો હતો જે હું કહી શકું? એ અધિકાર "પણ તમે સાજા થશો ત્યાં સુધીનો છે. પછી મ્હારો અધિકાર જવાનો.

"સોયને ઘાયે સુળીમાંથી તમે ઉગરો અને ઉગારો જાણી આટલી
"સોયો ઘોંચી તે તમને વાગી તો હશે—પણ ક્ષમા કરો. મ્હારો ત-
"મારો અને આખા કુટુંબનો ધર્મ સચવાય—સર્વનો ધર્મ અને સર્વનું
"કલ્યાણ જેમાં રહેલું છે—એવી વાત તમને કહું અને તે સફળ
"થાય એવો પ્રસંગ અત્યારે જ છે. જો અત્યારે ન કહું તો પછી આ
"જન્મમાં બીજે વખત નહી આવે—માટે આવો પ્રસંગ જોઇ કઠણ
"થાઉં છું તે ક્ષમા કરો!" આટલું બોલતી બોલતી અત્યંત ક્ષમાવાન
અને પતિવત્સળ વૃદ્ધ સ્ત્રી રોઇ પડી, અને **માનચતુર**ના પગનાં તળિયાં
ઝાલી વળી બોલી.

"ક્ષમા કરો! ક્ષમા કરો! આ પ્રસંગે હું વજ્ર જેવી કઠણ અને
"તરવાર જેવી ક્રૂર થાઉં છું, પણ શું કરું? તમારામાં ઓછું દૈવત
"નથી. તમારા જેવા દૈવતવાળા પતિને હું પરણી છું. મને ઘણા
"લોકનો અનુભવ થયો છે અને ખાતરી કરી છે કે મ્હોટા ન્હાના સઉ
"જીવ પામર છે. કોઇ પોતાના મનને વશ રાખી શકતું નથી. પ્ર-
"સંગ નથી પડ્યો ત્યાંસુધી સઉ ડાહી ડાહી વાતો કરે એવા છે; પણ
"પ્રસંગ આવ્યે પુરુષમાત્ર ન્હાનું બાળક રમકડું જોઇ ચળે તેમ ચળે
"છે, નિર્દોષ અને પવિત્ર સ્ત્રિયોને ફસાવે છે, અને વિષયવાસનાને વશ
"બની ઘેલા'તુર બને છે. પુરુષનું મન બાયલું છે તેને પ્હલળતાં ર-
"જમાત્ર વાર લાગતી નથી. પારાનીપેઠે તે ગરબડી જાયછે. પુરુષને
"શરમ નથી, ધર્મ નથી, સગપણ નથી, સંબંધ નથી, પોતાનું ભાન
"નથી, પારકાનું ભાન નથી,—સ્ત્રીની સાથે એને માત્ર વિષયવાસનાનું
"સગપણ છે—વિષયવાસનાની જ ગરજ છે. મ્હોટા મ્હોટા શાસ્ત્રીપુરાણી
"જોયા, આચારવિચારવાળા અને ધર્મધ્યાનવાળા મ્હારી આંખ તળે
"આવી ગયા, જ્ઞાની અને સંન્યાસી અને ભક્તરાજનાં અંતઃકરણનું
"અંતઃકરણપણું ક્યાં સુધી રહેછે તે હું સમજી ગઇ છું, અને મ્હોટા
"અધિકારિયોનો અધિકાર તેમની કચેરીમાં જ હોયછે—તેમના બોલ-
"વામાં જ હોય છે— બાકી વિષયના તો તેઓ દાસ હોય છે. મ્હોટા
"તે ખોટા. અને આ તમારા ઇંગ્રેજી ભણેલાઓ આવે છે તે લાંચ
"ન લેવાની વાતો કરે છે ને ધર્મને નિન્દે છે ને ક્હેછે કે સત્ય બોલવું
"એ જ ધર્મ છે ને ધર્મ તો અંતર્માં છે ને આપણા સઉના ધર્મ અને
"આચારવિચાર તો માત્ર વ્હેમ અને બ્હાર દેખાડવાના ઢોંગ છે. એ
"ઇંગ્રેજી ભણેલા કરતાં તો અમે બાઇડીઓ હજાર ગણી સારી. ભીનાં
"અને વગરનચોવેલાં લુગડાં ટપક ટપક થાય અને આંગળીવડે જ-

"રીક ડબાય એટલે એમાંથી ઘરર લેઇને પાણીની ધાર ચાલે તેવા "એ ઠગારા ઈંગ્રેજી ભણેલાઓની વૃત્તિ સ્ત્રિયો આગળ થાયછે તે ત- "મારું અજાણ્યું નથી—તમે એ લોકને આંગળીનાં ટેરવાં પર નચાવ્યા "છે તે મ્હારું જોયલું છે. સ્ત્રિયો કરતાં પણ નપાટ અને નબળી "આવી પુરુષજાતમાં ખરેખરો બળવાળો અને દૃઢ મનવાળો પુરુષ તે "એક મને મળેલો છે. એનું પુરુષપણું જોઈ મને અભિમાન આવે છે. "એવો પુરુષ મ્હારો પતિ છે તે જોઇ હું ફુલી જાઉ છું. જ્યારે બધાં "ગરબે ગાય છે કે "મ્હારા સ્વામીજી બાવન વીર રે!"—ત્યારે હું "આનંદમાં આવી જાઉં છું અને મનમાં સઉ ગાનારીઓને કહું છું કે "સઉ ખોટું બોલો છો—એવા સ્વામીજી તો મ્હારે એકલીને જ છે!" "સ્ત્રીજાતિ તમારી પાસે જખ મારે છે; આખા જગતને મોહની લગાડે "એવાં રૂપ કદ્રૂપાં હોય એમ તેનો તિરસ્કાર કરવાની શક્તિ એ એક "તમારામાં છે. ખટ વિકારનું બળ તમારી પાસે પાણી ભરે છે. મ્હેં "જેટલા પુરુષ જોયા તે સઉ ખોટાં પુતળાં છે ને તમે જ એક પુ- "રુષ છો એનો મને પૂર્ણ અને પ્રત્યક્ષ જાતઅનુભવ છે!—" પતિની સ્તુતિ કરતાં કરતાં ડોશીને ઉલ્લાસ આવી ગયો, એનાં આંસુ સુકાઇ ગયાં, અને પતિનો વૈભવ અને પ્રતાપ જગતમાં જણાતો જોઇ જુ- વાનીમાં પોતે પોતાને મ્હોટી થયેલી માનતી એ વખતના પતિ-અભિ- માનનો અનુભવ આજ ડોશીએ ફરી ઘડપણમાં પળવાર કર્યો. સ્ત્રીને મ્હોંયે પોતાના ખરા ગુણનાં વખાણ સાંભળી માંદો **માનચતુર** પ્રફુલ્લ થયો, ટટાર થયો, બે હાથેલિયો પર ટેકો દેઇ બેઠો થયો, અને વ્હાલ આણી હસતો હસતો ડોશીની આંખો સામું જોઇ રહ્યો અને બોલ્યો.

"હવે, ક્‌હે, ક્‌હે, આ બધું તું બોલી તે તો હું સમજ્યો—પણ ત્‍હારે "જોઇયે છે શું? ત્‍હારી ઇચ્છા પુરી કરું! બોલ! શી ઇચ્છા છે? ત્‍હેં "મ્હારી મરજી આજ સુધી સાચવી તો ત્‍હારી મરજી એક વખત "સાચવવી એ મને નહી આવડે?"

"તમે ધારો તો તમને આવડે એવું છે તેથી તો હું આ આટલું "કહું છું. મ્હારે તો એટલું જ જોઇએ છે કે જે તમને આવડે છે તે "કરવાનું તમે **ધારો**! આખી પુરુષજાત તો તે હજાર વાર ધારે તો "પણ તેને જે આવડે એમ નથી—તેનાથી જે થઇ શકે એમ નથી— "તે કામ તમે **ધારો** એટલાથી જ સિદ્ધ થશે." ડોસાને ડોશીએ પાણી ચ્હડાવ્યું.

"ચાલ, ધાર્યું ત્યારે આજથી!" આટલું બોલી બેઠેલો ડોસો

પથારીમાં પાછો ચતો ને ચતો પડ્યો, સુતો, અને એની આંખ મીંચાઇ. એની પ્રતિજ્ઞાથી પોતાનું અને એનું જીવન આજ સાર્થક થયું માની, એ પ્રતિજ્ઞા જુઠી પડવાની નથી એવી ખાતરીથી શાંત થઇ, આજથી એક નવો જ જન્મ ધર્યો હોય અને તેના આનંદને અનુભવવા અંતરૂદૃષ્ટિ થતી હોય તેમ બાહ્યલોચન મીંચી નીચું જોઇ, સ્થાણુખનનન્યાય સમજતી હોય તેમ, ધર્મિષ્ટ ધર્મલક્ષ્મી બોલી: "નક્કી ધાર્યું ?"

"હા, હા, ધાર્યું જ !" આંખો મીંચી નિદ્રાના ઘેનમાં આ શબ્દ બોલતો બોલતો ડોસો નિદ્રાવશ થઇ ગયો, તેનો જમણો હાથ નિદ્રામાં ઉપડ્યો અને લાંબો થઇ ડોશીના હાથમાં વચન આપતો હોય તેમ પડ્યો, ડોશી એથી જાગૃત થઇ, પતિનો હાથ ઘડીવાર ઝાલી રહી, ઉંઘતા પતિની મીંચાયલી આંખો અને પવનથી ફરકતી રુપેરી મુછો સામું જોઇ રહી, ધીમેથી એ હાથ ખાટલામાં પાછો મુકયો, બહુ સંભાળથી ઉઠી, પોતાની છાતીપર પોતાનો હાથ મુકી પળવાર વિચારમાં પડી—કંઇક વિચાર ક્ર્યો, અને ઉંઘતા પતિનાં સર્વ શાંત અવયવોમાં નવી વિશુદ્ધિને બળે આરોગ્ય પ્રસરી જતું હોય એવું કાંઇક કલ્પતી કલ્પતી વૃદ્ધ દશાની પવિત્ર નિર્મળ અને તેજસ્વી શ્વેતતાવડે નખથી શિખસુધી અલંકૃત તપસ્વિની સતી શાંત નિદ્રા અને નવીન વિશુદ્ધિને પતિનું શરીર સોંપી, તે સુતો હતો તે ખંડનાં દ્વાર ધીમેથી વાસી, તેમાંથી ચાલી ગઇ અને ગૃહકર્મના આન્હિકમાં સુસ્થ મનથી પડી.

આમ ડોશીએ ડોસાને સુધાર્યો પણ દીકરો સુધરે એમ ન હતું. **માનચતુર**ની મનને અંકુશમાં રાખવાની શક્તિ **ગાનચતુર**માં રજ પણ ન હતી, પિતાની બુદ્ધિનું ઔજસ પુત્રથી સમજાય એવું જ ન હતું. પિતાના ગુણ વિના તેના અવગુણ સોગણા બની પુત્રમાં પ્રકટ્યા અને **નાયગરા**નો પાણીનો ધોધ ધરતીપર પડી તેને ફાડી નાંખી સર્વકાળ નિરંકુશ અને વેગવાન બની ધસ્યો જાય છે તેમ **ગાનચતુર**ની વિષયવાસના એના સુવિચારને કચરી નાંખી ન્હાનપણથી તે આજસુધી ધસ્યાં કરતી હતી. ધર્મલક્ષ્મી એને પામર જીવમાં લેખતી, એને સુધારવા પ્રયત્ન કરી થાકી હતી, અને આખરે એને એના પ્રારબ્ધને સોંપી નિરાશ બની પ્રયત્નમાત્રનો ત્યાગ કરી બેઠી હતી. માત્ર **માનચતુર**ને કહેતી કે તમે એને આવો કર્યો છે તે તમે એને સુધારો. આ કામ સુગમ ન હતું અને તે પાર ઉતારવા **માનચતુરે** ઘણી ઘણી રીતે બુદ્ધિ અજમાવી, પણ સફળ ન થયો. જો કે પોતે ખરેખરો સાજો તો કદી થઇ શક્યો નહી, તોપણ નોકરી કરવા જેવો થયો અને તે પછી બે ચારેક વર્ષ

નોકરી થઇ અને પછી પાછો ઉથલો ખાવો પડ્યો ત્યારે અંતે નોકરી છોડી વિદ્યાચતુરની પાસે આવી રહ્યો હતો. એટલા અરસામાં પોતે સ્ત્રીની ઇચ્છાએ લીધેલી પ્રતિજ્ઞા તોડાવે એવા ઘણા ઘણા પ્રસંગ આવી ગયા હતા, પૂર્વના પ્રસંગમાં પરિચિત થયેલી ધણીક લલનાઓએ તેના પરિચયને તાજો કરવા આશા રાખી ગુરુપ્રયાસ કર્યા હતા, પૂર્વે જેને પોતે પુરુષાતન માનતો હતો તે અજમાવવાના ઘણા ઘણા પ્રસંગ આવી ગયા હતા, પરંતુ એના એ માનચતુરે હવે જુદા પદાર્થમાં પુરુષાર્થ માન્યો હતો, પોતે સ્ત્રીઓથી લોભાય એવા નિર્બળ મનવાળો છે એવું ધર્મલક્ષ્મી ધારે તો તેથી પોતાના પુરુષાતનમાં ખામી ગણાઇ જવાની અને એ ખામી મ્હારામાં નથી તે દેખાડી આપવાનો એને લોભ થયો હતો, પોતાની પ્રતિજ્ઞા જાળવવાની શક્તિ દેખાડી આપવી એવો એને ઉમંગ થયો હતો, પતિવ્રતાપાસે પત્નીવ્રત થવાની એને ઘડપણમાં હોંસ ઉત્પન્ન થઇ હતી, પોતાના મનને અંકુશમાં રાખવાની શક્તિ અજમાવવા તેનું હૃદય તીવ્ર ઇચ્છા ધારણ કરતું હતું, શુદ્ધ વિશુદ્ધિવાળા જીવનના દિવસનો પણ સ્વાદ પુરી રીતે લેઇ લેવો એવો એના મનમાં તરંગ ઉપજ્યો હતો અને બાકીનો જન્મારો એજ તરંગ પ્રમાણે ગાળવા એણે નિશ્ચય કર્યો હતો, અને આ સર્વ કામ પાર ઉતારવાં એ એને મનથી કાંઇ વસાત વગરની ધૂળ જેવી અને જ્યારે ધરાય ત્યારે થઇ શકે એવી વાત હોય તેમ પોતાના હૃદય ઉપર પણ સહસા બળાત્કાર કરવાની શક્તિ એણે સિદ્ધ કરી આપી, પોતાના ઉગ્ર આગ્રહ આગળ કાંઇ અસાધ્ય નથી એવું સ્પષ્ટ દેખાડી આપ્યું, અને ધર્મલક્ષ્મીએ એને કહ્યું હતું કે "તમે ધારો તો તે જ પળે તમે તે કરી શકો એવા છો" એ વાક્યની સત્યતા અનુભવસિદ્ધ કરી આપી પત્નીનું પતિઅભિમાન પ્રફુલ્લ કર્યું. ધર્મલક્ષ્મી સર્વ ઠેકાણે ક્‌હેવા લાગી કે શ્રીકૃષ્ણ જેવા વિરક્ત હતા અને દુર્વાસામુનિ જેવા અપવાસી હતા તેવા જ મ્હારા પતિ પત્નીવ્રત છે એની કોઇ ના કહી શકે એમ નથી. અનેક સ્ત્રિયોરૂપી અભેદ્ય સળિયાવાળા પાંજરાને પોતાના ભારે પંઝાના બળથી સપાટાબંધ તોડી નાંખી પાંજરામાંથી બ્હાર નીકળી સ્વતંત્ર થઇ ઉભેલા મ્હોટા સિંહના જેવા પોતાના સ્વામીને જોઇ ધર્મલક્ષ્મી આખી જુવાનીના દુઃખનો બદલો વળ્યો ગણવા લાગી, પોતાને માથે સમર્થ સ્વામી છે એવું અભિમાન અનુભવવા લાગી, અને પતિ પાસે માત્ર આટલો જ અભિલાષ દેખાડવા લાગી કે "ગાનચતુર તમારા કરતાં વધારે મ્હોટી જાળમાં ફ-
"સાયો છે, તેનામાં તમારી શક્તિનો અંશ પણ નથી, એને એમાંથી

"જોડવો, એટલે આપણે જગતમાં બીજું કાંઇ કર્તવ્ય નથી."

ગાનચતુરને સુધારવા અનુભવી અને કુશળ માનચતુરે ઘણા ઘણા પ્રયાસ કર્યા. પ્રથમ યોજના એવી કરી કે જ્યારે જ્યારે પુત્રને અવકાશ મળે અને તેને પોતાનો કાળ કુમાર્ગે ગાળવાનો પ્રસંગ આવશે એવું લાગે ત્યારે ત્યારે તરત પિતા તેને વાસ્તે કાંઇ ઉદ્યમ શોધી ક્હાડી કાંઇક કામમાં પરોવતો. ચાળણીમાંથી પાણી નીસરી જાય તેમ આવા અનવકાશમાંથી નીસરી જઇ ગાનચતુર અવકાશ મેળવવા લાગ્યો. પુત્રના મિત્રમંડળમાં ફેર કરી તેને સારા મિત્રોની સંગતિ કરાવી; પુત્રે મિત્રમંડળને પોતાના જેવું કરી દીધું. પિતાએ સારા નરતા સર્વ મિત્રો દૂર કરવા માંડ્યા; પુત્ર તેમની સાથે છાનાં સંકેતસ્થાનમાં મળવા અને પિતાને છેતરવા લાગ્યો. વિષયમાં અસાધ્ય રોગાદિના ભય હોય છે તેનાં દૃષ્ટાંત પુત્ર પ્રત્યક્ષ કરે એવી યુક્તિઓ પિતાએ રચી અને પોતાનું દૃષ્ટાંત પણ તે સમજી જાય એવું કર્યું. આ મહાભય પ્રત્યક્ષ થવા છતાં તે ભય વિષયથી અંજાયલી આંખોમાંનું ભૂત ક્હાડી ન શક્યું. વિષય નહી તજાય તો નોકરી જશે, ફોજદારી કામ ચાલશે, પ્રતિષ્ઠા જશે, કમોતે મરવાનું આવશે, આખા કુળને લાંછન લાગશે—ઇત્યાદિ હજાર ભય દેખાડ્યાં પણ વિષયાંધ તે જોઇ શક્યો નહી. માનચતુર એની પાછળ ખતરવટ થઇ લાગ્યો. એની પાસે જનારી સ્ત્રિયો રોગીલી છે એવા અપવાદ ઉત્પન્ન કરવા લાગ્યો, એ સ્ત્રિયોના પતિયોએ મારા મુક્યા છે એવો શબ્દ એને કાને જાય એવી યુક્તિયો કરવા લાગ્યો, પોતે જ પુત્રની પાછળ લુચ્ચા માણસોને મોકલતો અને અમુક સ્ત્રીના પતિએ તને મારવા અમને મોકલ્યા છે એવું તે માણસો પાસે ક્હેવરાવતો અને તે માણસો હથિયારબંધ રાતની વખતે તેની પાછળ દોડે—તેના સુવાના ઓરડાસુધી જાય—અને આખરે કાંઇ અકસ્માતથી ન ફાવ્યા હોય અને પાછા ફર્યા હોય એમ પાછા ફરતા. માનચતુર દીકરાને ધમકાવે અને ગાળો દેઇ ક્હે કે "ઓ કમજાત, ક્યાં ત્હારું મોત ભમેછે કે હજી સમજતો નથી?" ગાનચતુર આખરે કાયર કાયર બની ગયો, તેની વિષયવાસના રાતદિવસના નિરંતર અને અત્યંત ભયને બળે શાંત થઇ ગઇ દેખાઇ, અને માનચતુર પોતાની બુદ્ધિને સફળ થઇ માનવા લાગ્યો. નોકરી ગઇ તેની સાથે ગાનચતુરને ખરેખરી સાન આવી. શરીર નિર્બળ અને ક્ષીણ થવાથી વિષયશક્તિ ઓછી થઇ, અને ન્હાનાભાઇને ઘેર રહેવામાં પરવશપણું લાગવા માંડ્યું તેના કંટાળામાં તો ધીમે ધીમે વિષયવાસના પણ દૂર થયા જેવી થઇ.

તે છતાં મનની સ્વાભાવિક નિર્બળતાએ ગોથું ખવરાવ્યું, મરી ગયેલા સંસ્કાર પ્રસંગ આવ્યે પાછા જાગ્યા, અને મરી ગયેલા વડીલ ભાઇની અનાથ સ્ત્રીને ઓળખવાસરખું ભાન ન રહ્યું. ગુણસુંદરીને ખભે અધીરાઇએ હાથ મુકાવ્યો એ ભુલથી તો હદ વળી ગઇ. ઘરનાં સર્વ માણસો ન જાણવાની વાત જાણી ગયાં અને પિતાના ધૈર્યે મર્યાદા મુકી એટલે સુધી વાત આવી ગઇ. અધુરામાં પુરું સ્ત્રીએ છાજિયાં લેઇ પુષ્પવૃષ્ટિ કરી એતો મરણપ્રસંગે મ્હેણાં ખમવાનું થયું. **ગાનચતુર** એકલો પડ્યો તેની સાથે તેના મનમાં એમ જ થયું કે આના કરતાં મરવું સારું. કમાવાની શક્તિ નહી, અને સ્ત્રી સુદ્ધાંત ઘરનાં સર્વ માણસ પરાયાં થઇ ગયાં. હવે કોઇ મ્હારું નથી,—હવે કોઇને શું મ્હોં દેખાડું?—હવે કોઇને મ્હારું શું કામ છે?—આવા અનેક વિચારના પશ્ચાત્તાપે **ગાનચતુરનું** મગજ ભમાવી દીધું. એકાંત મેડીમાં બપોરના બે વાગ્યાથી તે મોડી રાત સુધી એકલો ખાટલામાં ને ખાટલામાં બેસી રહ્યો, અધુરામાં પુરું દીવો કરવાનું પણ આજ સઉ ભુલી ગયાં, ખાવાનું ન હતું તેથી ખબર લેવા પણ કોઇ આવ્યું નહી તે જાણી જોઇને ન આવ્યું હોય એમ લાગ્યું, અને દીવા વગરની અંધારી રાતે શૂન્ય એકાંત મેડીમાં કલાકના કલાક થયાં એકલા બેઠેલા **ગાનચતુરને** મનમાં એમ જ થયું કે આ અંધારામાં જનોઇ વડે ફાંસો ખાઇ મરું. ફાંસો ખાવા બે ચાર વાર જનોઇ ગળે વીંટી ખેંચવા માંડ્યું, પણ પુરું ખેંચતાં જીવ ન ચાલ્યો. જીવ ચાલશે એવું અમસ્તું મનમાં લાગ્યું ત્યાં બ્હારની મેડીમાં સામી ભીંત ઉપર દીવાના અજવાળાની ચોખંડી ચાદરના છેડા જેવું કાંઇ પથરાયું, અજવાળું વધવા લાગ્યું અને બે માણસના પગનો ધસારો પણ સંભળાયો.

એ આવનાર કોણ હતાં અને શા વાસ્તે આવ્યાં હતાં?

**ગાનચતુરને** ધમકાવી **માનચતુર** પાછો ફર્યો અને નિદ્રાવશ થયો અને ત્યારપછી રાત્રે ઘરના સર્વ સ્ત્રીમંડળમાં આનંદ વ્યાપી ગયો અને આ કુટુંબમાં માત્ર **ગાનચતુર** શીવાય સર્વ મંડળ ગઇ ગુજરી ભુલી ગયું લાગ્યું તે આપણે જોયું છે. તે દિવસ રાતને પ્હેલે પ્હોરે **માનચતુર** પાસે ધર્મલક્ષ્મી આવી બેઠી અને ડોસોડોસી વાતો કરવા લાગ્યાં, અને ચોકમાં બેઠાં બેઠાં ગુણસુંદરી, ચંડિકા વગેરે સર્વે પોતાની વાતો કરતાં કરતાં વચ્ચે વચ્ચે આ વાતો પણ સાંભળતાં હતાં.

ડોસીએ ચિંતાતુર મ્હોંયે ડોસાને **ગાનચતુર** બાબત શું ધાર્યું અને આજ આ શી નવાજુની થઇ તે પુછ્યું. બધા સમાચાર કહી

ડોસો આખરે જરા મ્હોટે સ્વરે અકળાઇને બોલ્યો "હવે એ મ્હારાથી "સુધરે એમ નથી ને સુધરે ત્હોયે મ્હારે એને સુધારવો નથી. હું તો "હવે કંટાળી ગયો. એનાં પ્રાણ અને પ્રકૃતિ સાથે જવાનાં છે. હવે "તો એને એની બાયડી સુધારે ત્યારે. બાયડી બગડે તે ભાયડાને વાંકે, "ને ભાયડો બગડે તે બાયડીને વાંકે. બીજો કશો વાંક ન હોય "તોપણ એક બીજાને સુધારે નહી એ પણ એક વાંક. હું કાંઇ જ- "ન્મારો પ્હોચવાનો નથી અને એને આત્મજ્ઞાન થવાનું નથી કે જાતે "સુધરે. આપણે શું? એ નહી સુધરે તો એની બાયડીને ભારે પડશે; "માટે એને સુધારતાં આવડે તો એની બાયડી સુધારે, ન આવડે તો "ભોગ એ બેના. ભાઇ ભાભી સારાં છે તે નભાવે છે ને નભાવશે "પણ એ કાંઇ જન્મારો પ્હોચશે? ત્હેં મને સુધાર્યો તો એને એની "બાયડી સુધારે; નીકર પડો બે જણ ખાડામાં!" આટલું બોલી ડોસો શાંત થઇ ગયો અને એને વધારે ઉશ્કેરાવા ન દેવો ઠીક જાણી ડોશી બ્હાર આવી.

ચંડિકા બ્હાર વાતો કરતી હતી તેણે આ સઉ સાંભળ્યું, અને એનું હૈયું ભરાઇ આવ્યું. એની બુદ્ધિમાં જરીક જડતા હતી તે છતાં પતિને પરસ્ત્રીપર નજર કરતો જોઇ એને સ્વાભાવિક ઈર્ષ્યા આવતી. આવી ઈર્ષ્યા આણવાના પ્રસંગ ધર્મલક્ષ્મીની પેઠે એને પણ ન્હાનપણમાંથી આવ્યા હતા, પરંતુ સાસુની ક્ષમાનો લેશ પણ એ-નામાં ન હતો અને ઈર્ષ્યાભરેલો જન્મારો ગાળવાથી એનો સ્વભાવ વ્હાડિયો થઇ ગયો હતો અને ધીમે ધીમે સઉ ઉપર ઈર્ષ્યા આણ-વાનો અને ક્રોધે ભરાવાનો એનો સ્વભાવ પડી ગયો હતો. જ્યારે એના હૃદયપર ઈર્ષ્યાનો હુમલો થતો તે વખત એ સમજતી કે મ્હા-રામાં આટલી અદેખાઇ આવી છે પણ એ હુમલાના સામા થઇ તેને અટકાવવાની એનામાં શક્તિ ન્હોતી. જેમ સુંદરગૌરીપર ગુણસુંદરીની કૃપા જોઇ અદેખાઇ આવતી, તેમ પોતે ઘરબારવગરની અને ગુણ-સુંદરી ઘરબારવાળી અને એનો પતિ આવો સારો અને એને પતિ-તરફનું આટલું સુખ અને પોતાને તેમાંનું કાંઇ નથી એ જોઇ ચંડિકા અંતર્માંથી દાઝતી, એકાંતમાં છાતી કુટી નાંખતી, ગાનચતુરને ગાળો દેતી, છોકરાંને મારતી, ગુણસુંદરીને કામમાં ન લાગતી, એના કામમાં કંઇ પણ હરકત પડી જોઇ રાજી થતી, કોઇના ટપકા ન ગણકારતી, સસરો ગુણસુંદરીનાં વખાણ કરે ત્યારે મ્હોં મરડતી, ગુણસુંદરી સા-સુનું કામ કરે ત્યારે એને માનીતી થનારી ગણી એના ચાળા પાડતી,

અને માત્ર પોતાના કરતાં વધારે અભાગણી નણંદોની અદેખાઇ કરતી નહી—કારણ તેમનામાં અદેખાઇ કરવા જેવું કાંઇ ન્હોતું. અધુરામાં પુરું આ સઉ દુર્ભાગ્યનું કારણ પણ પોતે જ છે એવું વચન સસરાના મુખમાંથી નીકળતું સાંભળી એનો બીજાજ એના હાથમાં રહ્યો નહી. આનંદની વાતો કરતાં કરતાં પોતાનો વાંક નીકળતો જોઇ એને એકદમ અત્યંત ક્રોધ ચ્હડ્યો. સસરાને સામો ઉત્તર દેવાની ગુંજાશ ન હોવાથી ક્રોધ સફળ કરી ન શકી, અને કંઇ ન ચાલતાં ગુણસુંદરી બેઠી હતી તેની પાસે અચિંતી રોઇ પડી અને રોતી રોતી બોલી:
"જોયું, ભાભી? આ પણ મ્હારો વાંક! હું તે રાંડ શું કરું? બીજાની
"કરેવ તે તે હું શી રીતે સુધારું? મ્હેં કંઇ કર્યું હોય તો તો ક્‌હેતા યે
"ભલા! આ તો મ્હારી દયા આણવી જોઇયે કે બીચારી શું કરે?—
"તે તો રહ્યું, પણ તેને સાટે હું જ નઠારી! ઠીક, બાપા, જે ક્‌હેવું
"હોય તે ક્‌હો. મ્હારું જ પ્રારબ્ધ ફુટેલું ને તમારા ઘરમાં આવી
"એટલે તમારો વાંક હોય ત્હોયે મ્હારો જ વાંક! ખરુંસ્તો! હું રાંડ શેં
"મોઇ નહી?"

ચતુર ગુણસુંદરી જેઠાણીને પોતાની કરી લેવાનો આ પ્રસંગ ચેતી ગઇ. અનુભવી સસરાનું વાક્ય ખરું હતું તે સમજતાં એને વાર ન લાગી, પણ મનમાં વિચાર કર્યો કે ચંડિકાને મ્હોંયે એનો વાંક ક્‌હાડીશું તે એ કોઇ દિવસ નહી સમજે અને સસરાને છોડીને મ્હારા ઉપર કટક ચ્હડશે. પણ આજ સુધી જુદી ને જુદી ર્‌હેતી જેઠાણી આજ પોતાની મેળે મ્હારી પાસે રોઇ પડેછે અને પોતાનું હૈયું ઉઘાડી સલાહ પુછે છે ત્યારે એવો પ્રસંગ તે મને ક્યાં મળવાનો હતો?—આમ ગુણસુંદરી પોતાના મનમાં બોલી, અને જેઠાણીને શાંત કરવા મંડી ગઇ.

"હશે, છાનાં ર્‌હો, રોશો નહી, શું કરિયેં? વડીલ છે તે ઘડી
"બોલે. તમારું દુઃખ ખરું છે—બાયડીઓના મનની વાત ભાયડાઓથી
"શી રીતે સમજાય?" આ શાંત મંગળાચરણથી આરંભાયલી વાતો કલાકેક પ્હોચી. ગુણસુંદરીએ ચંડિકાના મનની સઉ વાત ધીમે ધીમે ક્‌હડાવી અને એની વાતો સાંભળી એટલે સંભળાવનારીની સાંભળનારીપર પ્રીતિ થઇ. પ્રસંગ આવ્યે ન્હાના ઉપાયથી આ મ્હોટું કામ થયું. આખરે ગુણસુંદરીએ સઉ દુઃખમાંથી છુટવાનો ઉપાય બતાવ્યો અને ઈર્ષ્યાને ઠેકાણે પ્રીતિનો સંગ્રહ કરનારીએ તે સાંભળ્યો. ગુણસુંદરી બોલી;—"જુવો, મ્હોટાભાઇનો સ્વભાવ પડ્યો. તેનું ઓસડ કરવાનું
"તમારા હાથમાં છે તે બતાવું. તમારે બધી બાબતમાં એમની મ-

"રજી ઉપાડી લેવી; એમનો સ્વભાવ તો જાણો છો એટલે વખત આગ્યે
"ચેતી જવું કે—હું, આ વખત એનું મન આ વાતમાં છે. એમને
"હાથમાં લેવા અને આંગળીને ટેરવે રમાડવા એ તમને ન આવડે
"એવું નથી. આપણે એમની મરજી ઉપાડી એટલે એ તમારા
"દાસ થયા સમજવા!"

ચંડિકા તબડકો કરી ગાજી ઉઠીઃ "ના, આપણાથી નહી બને!
"એને તો એવું જોઇયે કે રાંડો મુડકાઓ શંખણીઓ ઉપર એ નજર
"કરે ને હું બોલું નહી! આપણાથી એ નહી થાય—ચોખી ના!"

"તમે ઉકળો છો શું કરવાને? એ રાંડોનો તો પગ જ કાપવો.
"હું તો એવો રસ્તો બતાવું છું કે એ કોઇના ઉપર નજર જ ન કરે
"ને એક તમને જ દેખી રહે."

"એ તો આવતે અવતાર થશે."

"ના, એ બધાં જે રીતે એનું મન રાખે તે રીતે તમારે રાખવું
"ને કોઇના ઉપર એને નજર નાંખવા સરખો વારો પણ ન આવે
"એટલા કબજામાં રાખવા."

"હું એને કબજામાં રાખવા જાઉ એટલે તો ધડાધડ થઇ સમજવી."

"ના, એમ શું કરવા થાય? આપણે એવાં શાણી બગલી જેવાં
"થઇ વાત કરિયે કે આપણે ઉકળિયે ત્યારે એ ઉકળેકની? આપણે
"ગોળ ખાવા સાથે કામ રાખવું. જે ક્‌હે તેની હાયે હા ભણિયે ને
"હળવે હળવે બધું કામ ક્‌હાડી લઇયે."

"એ તો મને કંઇ ન આવડે."

"અરે, મ્હારાં ચતુર ભાભીજી, તમને ન આવડે એમ તે હોય?"
એમ કહી ગુણસુંદરી હસી પડી, ચંડિકા પોતાનું વખાણ સાંભળી ખુશી થઇ ગઇ, અને હસાવી પટાવી ગુણસુંદરી એને મેડીઉપર લેઇ ગઇ. દીવો લેઇ આ બે જણ ઉપર આવ્યાં અને ગાનચતુર આપઘાત કરતો અટક્યો. ત્રણ જણે કલાક બે કલાક એકઠાં બેસી ગપાટા માર્યા, શાણી ગુણસુંદરીએ જેઠાણીને મ્હોટું પદ આપ્યું અને પોતે તેની તાબેદાર હોય તેમ વર્તવા લાગી. જેઠની ભુલ પોતાને વસી જ ન હોય—જેમ માને દીકરાની ભુલ ન વસે—તેમ પોતાને થયું હોય એવો દેખાવ ધારણ કર્યો, અને આજના એક કલાકમાં ગુણિયલના ગુણે જેઠાણીનું ઝેર ઉતાર્યું હોય તેમ ઠૂંપ ઉતારી દીધો અને તેની સહી જેવી બની ગઇ, અને થોડીવાર ઉપર જે જેઠને આખા ઘરમાં પોતાનું કોઇ માણસ જડતું ન હતું તેને મન ન્હાની ભાભી મા જેવી વત્સલ વસી. સઉને આનંદમાં

નાંખી ગુણસુંદરી પ્રફુલ્લ મનથી નીચે ગઇ. મધ્યરાત્રિ થવા આવી હતી, ઘરમાં સઉ સુઇ ગયાં હતાં, પોતાની ગજાર આગળ ઉમ્મરનું અશીંકુ કરી સુંદરગૌરી જમીન ઉપર ઉંઘી ગઇ હતી તેને ઉઠાડી, ઠેકાણે સુવાડી, અને ગુણસુંદરી પોતાના ખાટલામાં જઇ સુતી. સુતી, પણ ઉંઘ ન આવી. કાલ એને સૂતક ઉતારવાનું હતું અને હવેથી ઘરની વ્યવસ્થા કેવી રીતે રાખવી, ભ્હોળા કુટુંબને શી રીતે આનંદમાં રાખવું, પતિના મનને શી રીતે ખરેખરો આનંદ આપવો, વગેરે વિચારમાં ઉંઘ ન આવી ને વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. બાર વાગ્યા, એક વાગ્યો, એના ટકોરા થયા, પણ આંખમાં ઉંઘ ન મળે!

"હે ઈશ્વર! આ મહાસાગરમાં તરવાનો કોઇ માર્ગ સુઝાડ. હું "મ્હોર એમ જાણુતી હતી કે ઘરમાં જેમ માણસનો ભરાવો તેમ "બધાંને એકઠાં ર્‌હેવાનો લ્હાવો. પણ આ તો લ્હાવો નથી—લ્હાળો "છે. સઉના જુદાં જુદાં મન—સઉના જુદા જુદા રંગ—સઉને જુદી "જુદી મ્હોટી ઝાડ જેવી કટેવો—અને એ કટેવો ન વેઠાય તો આ-"પણે સઉને મન ભુંડાં—પછી આપણા મનમાં ગમે તેવી પ્રીતિ હો. "સઉનાં મન સાચવવા જતાં આપણું કોઇ નહી—ધોબીનો કુતરો ન "ઘરનો ને ન ઘાટનો—એવી હું—એ જોઇ લીધું. સંસારસાગર વસમો "ક્‌હેવાય છે તે અમસ્તું નથી ક્‌હેવાતું. મને બધી જાતના અનુભવ "થઇ ગયા અને હજી કોણ જાણે શું શું બાકી હશે? આ સસરા—"આ સાસુ—આ નણંદો—આ જેઠ—તે આ જેઠાણી: સઉમાં અક્કેકો "ગુણ અને અક્કેકો અવગુણ. આ સુંદર નીરાંતે ઉંઘે છે—ઉંઘ, બ્હેન, "ઉંઘ—મ્હારા કરતાં તું સુખી છે—ત્હારે એક ત્હારી જાતની ચિંતા—"બીજા કોઇની નહી. મ્હારે બધાંની ચિંતા. આ છોકરી વળી મ્હોટી "થશે ને કોણ જાણે શી શી ચિંતા કરાવશે? પણ ઓ મ્હારા ચતુર, "તમારે તો મ્હારા કરતાં પણ વધારે ચિંતા છે. મ્હારાથી તમારી "ચિંતા તો થઇ શકતી નથી—તમારી ચિંતામાં ભાગ લેવાય એ મ્હારાથી "બનતું નથી. અરેરે! આજ એમનું મ્હોં કેવું લેવાઇ ગયું? મ્હારા "એક શબ્દ ઉપરથી એમનું મ્હોં લેવાઇ ગયું. હસતા હસતા આનં-"દમાં ઘડી ગાળવા આવ્યા તે ઉતરી ગયેલે મ્હોંયે પાછા ગયા. કોણ "જાણે એમને શા શા વિચાર થઇ આવ્યા હશે? મ્હેં ભુંડીએ પુછાયું "સરખું નહી. શું પુછવાનું હતું? ઉઘાડી જ વાત છે સ્તો! આ "બધા કુટુંબની એમને ચિંતા છે—બોલતા નથી, પણ આંખો છે તે "જોયા વગર ર્‌હેતા હશે કે કાન છે તે સાંભળ્યા વગર ર્‌હેતા હશે?

"મ્હારી પણ એમને ચિંતા! ને કમાઇ ટુંકી ને ખરચ મ્હોટું! આ
"બધી ચિંતા મટે તો પછી એમની ચિંતા ઘટે! એટલું સરખું મ્હા-
"રાથી નહી થાય તો પછી હું શા કામની?"

"વડીલનો સ્વભાવ આકળો છે, વિવાહનું વર્ષો કરી મુકે છે—
"બાકી આ આખા ઘરમાં મ્હારી દયા જાણનાર એમના વગર બીજું
"કોણ છે? દયા જણાવીને શુ કામ છે? મ્હારે શાલપામરી ઓઢાં
"જ હોડવાં છે; જે કરવું તે परमेश्वरप्रीत्यर्थम्! મ્હારા ચતુરનું કુટુંબ તે
"મ્હારું કુટુંબ! ગમે તેવું પણ એમનાથી પોતાનું કુટુંબ કાંઇ ક્‌હાડી
"નંખાવાનું છે? માટે એમનું તે મ્હારું! મ્હારી ચિંતા તો વડીલ
"કરશે—એ પોતે કરશે—પણ એમની ચિંતા હું શી કરવાની હતી?
"અત્યારે કેટલી કેટલી ચિંતા કરી થાકયા પાકયા સુતા હશે?"

"ખરે! આકળો સ્વભાવ માણસને રાક્ષસ જેવું કરી મુકે છે!
"ચંડિકા ભાભીએ આકળપણમાં સુંદરભાભીને કચરી નાંખ્યાં ને જેહને
"શાંત કરી દીધા! અરેરે! એનો યે શો વાંક ક્‌હાડિયે? આવા ધ-
"ણીથી એને કેટલું દુઃખ? એની આંખો અને એની છાતી કેમ ક્‌હ્યું
"કરે? જેહને પણ હદ છે. કેવું કામાંધ માણસ! શી લંપટતા? શી
"નિર્બળતા? હવે કેટલા પસ્તાતા હશે? કેટલી શિક્ષા ખમી? કેટલી
"શિક્ષા ખમશે? કામવિકાર બહુ નઠારો પદાર્થ છે એમાં કાંઇ વાંધો
"નહી—એના આગળ માણસનું જોર જખ મારે છે. ઓ મ્હારા ચતુર!
"જ્યાં ત્યાં એક ઘડીજ એકલાં હતાં કની? ખરે! સુવાવડમાં વિયોગ
"પાળવો એ લોકાચાર ખોટો તો નહી. પાણીથી ભરેલું વાદળું એકલું
"ગાજીને શાંત નથી થતું તેમ એકાંત મળી એટલે એકલી વાતોથી
"જંપ નથી વળતો!"

"સર્વથા વિકારમાત્ર ખોટા છે—પછી તે કામ હો કે ક્રોધ હો
"કે બીજો ગમે તે વિકાર હો! વિકારનું બળ ફાવે એટલે માણસ
"માણસ મટી પશુ થઇ જાય છે અને પોતાનો કે પારકો સ્વાર્થ કે
"પરમાર્થ કાંઇ સુઝતો નથી અને માણસ કેવળ આંધળું ભીંત થઇ
"જાય છે. નીકર સુંદર કોણ છે તે જેહને ન સુઝે? બીચારી સુંદ-
"રની અવસ્થા મ્હારા કરતાં સોગણી ભુંડી. એ શું કાંઇ માણસમાં
"નથી? એને શું ન જોઇયે?—પણ ઈશ્વરે આપેલું લેઇ લીધું! એના
"કરતાં—અને બે નણંદો કરતાં પણ મ્હારાપર ઈશ્વરની કૃપા છે—
"નીકર, ઓ મ્હારા ચતુર—તમારા વિના—"

"તમારા વિના" એ અપશકુનભરેલો શબ્દ—અપશકુનભરેલો

વિચાર—કેમ સુઝયો? હવે શુ થવાનું હશે? એ શબ્દ ખરા પડે તો સંસાર કેવો સુનો થઇ જાય—મ્હારા ચતુર વિના તે કેમ જીવાય? એવા દિવસ શી રીતે ગાળ્યા જાય?" આ અને આવા આવા અનેક પ્રશ્નો મનમાં પુછતી પુછતી, **સાહસરાય** જીવતો છતાં તેના વગરની દુ:ખબાનો સ્વભાવ આવો હોય તેમાં શી નવાઇ?—એ વાતનો પોતાની અત્યારની સ્થિતિથી અનુભવ કર્યા જેવું કરતી, "હું મરી ગઇ હત "તો મ્હારા ચતુરની કેવી વ્હલે થાત?" એ કલ્પનાનો ચીતાર આંખ આગળ ખડો કરતી, પોતે મરી ગઇ હોય અને **વિદ્યાચતુર** એકલો જીવતો હોય તો આ ઘર એને કેવું શૂન્ય લાગે—એવા એવા અનેક વિચાર કરતી કરતી, ગુણસુંદરી આંસુથી છલકાતી ચ્હોટતી આંખો મીંચવા લાગી, અને પોતાની છાતીના દુધ સાથે છાતીમાંના શોકમય ચિંતામય વિચાર પણ બાળક કુમદસુંદરીને ધવરાવતી હોય તેમ તેને છાતી સરસી રાખી કલાંઠી વાળી પોતે જ ખાટલાની એક ઇસ હોય તેમ ઇસ ભેગી લપાઇ જઇ નિદ્રાવશ થઇ ગઇ અને નિદ્રામાં ને નિદ્રામાં થોડી થોડી વારે લવતી હતી અને ઓઠમાં ને ઓઠમાં રોતી હતી.

રાત્રિ વેગભરી ચાલી જવા લાગી. **વિદ્યાચતુર**ના ઘરમાં જુદી જુદી સ્થિતિમાં પડેલાં સઉ માણસોને નિદ્રારૂપી એક અવસ્થાએ ઝડપી લીધાં અને એક પછી બીજી એમ બધી ઘડિયો શાંત અને એકાંત અંધકારનાં પગલાં પેઠે ભરાવા લાગી. અંતે રાત્રિની ભરજુવાની પુરી થઇ હોય એમ પાછલી રાત જણાઇ, વૃદ્ધાવસ્થાપેઠે ઝાકળ આખા જગતને શીતળ કરી રહ્યું અને વ્હેલી ઉઠનારી ગુણસુંદરીની આંખ પાછી ઉઘડી ગઇ અને તે ઉઠી બેઠી થઇ. કોઇનો શબ્દ સરખો સંભળાતો ન હતો અને આંખ માત્ર એકલા બળતા દીવા સામું જોઇ રહી. રાત્રે કરેલી ચિંતા બીજે રૂપે સ્ફુરવા લાગી. આજ ન્હાવાનું હતું, હવેથી ઘરની લગામ પાછી પોતાના હાથમાં લેવાની હતી, અને થયેલા અનુભવનું ફળ શી રીતે લેવું તેનો વિચાર ગૃહિણી એકલી એકલી ઉત્સાહ ભરી કરવા લાગી. ટુંકામાં બધો વિચાર થઇ ગયો.

"શો વિચાર કરવાનો હતો જે? એ તો છેસ્તો—બધું માથે ઉ-
"પાડી લેવું. ઉપરથી બધો સામન જાતે લેઇ આવવો કે સુંદરને
"જવું ન પડે ને જેઠનું મ્હો જોવું ન પડે. ઘડી ઘડી ઉપરથી આ-
"ણવો પડે તે સામન નીચે આણી મુકવો. કોઇની પાસે માગવું ન
"પડે એમ પ્હેલેથીજ સામન લેઇ રસોઇ હાથે કરી નાંખવી, ને પીર-
"સનારી તો રાણી કહેવાય માટે તે કામ વખતે બીજા કોઇને આગળ

"કરવું. સઉ જમે એટલા વખતમાં પરચુરણ કામ કરી લેવું. રસોઇ
"કરતી વખત મ્હોનું કામ શું? ઘરનાં છોકરાંને અને ચાકરોને સૂચ-
"નાઓ પણ તે વખતમાં આપી દેવી! આ બાળકની સંભાળ સુંદર
"રાખશે ને ખુશી થશે. જમ્યાપછી કલાક સુવું–શરીરની સંભાળ
"રાખીશું તો બધાંને કામ લાગીશું, દુઃખબા વ્હેન પેઠે ઓછું આણિયે
"ને જન્મારાનાં દુખિયારાં થઇએ તેમાં શું વળ્યું? ઉંઘી ઉઠી મુકેલો
"અભ્યાસ પાછો તાજો કરવો—કે મ્હારા ચતુરનું મન તે જોઇ આ-
"નંદમાં રૂહે. તે પુરો કરી ઘરનાં છોકરાંને લેઇ અર્ધો કલાક દેવદર્શન
"જઇ આવવું કે ખાધેલું પચે ને પગ છુટા રૂહે. ત્યાંથી આવી વાળુની
"તયારી વ્હેલી વ્હેલી કરી લેવી અને રાત્રે ઘરમાં સઉની સાથે ઘડી
"બેશી—પછી હું ને મ્હારો ચતુર!" આજસુધી વિચાર ન્હોતો કર્યો
તો કાંઇ સુઝયું ન હતું—આજ વિચાર કર્યો તો તરત રસ્તો સુઝયો.
વિચાર કરવાનું પણ સાંભરવું જોઇયે છે.

કામ કેમ થોડું કરી નાંખવું, કોઇના ઉપર આધાર રાખ્યા વિના કેમ કામ નભી શકે, મ્હોટું મન કેમ રાખવું, વગેરે સમજી લેઇ એ સમજણના કાર્યગ્રાહી ગુણો ધારણ કરી કામમાં પડેલી ગુણસુંદરીએ ઉદ્યોગ અને આગ્રહથી ઘરકામનું વ્હાણ ઝડપબંધ આગળ ધપાવ્યું. પોતાની શાંતિ અને ક્ષમાથી સઉનાં મ્હોં શીવી દીધાં. એનું મ્હોટું મન દેખી પારકાંનાં મનમાંની અદેખાઇ શરમાઇ સંતાઇ ગઇ અને ભુ-ખમરાથી મરી ગઇ. એના વ્હાલ આગળ આખું કુટુંબ એને વશ થઇ ગયું. એણે સર્વને સ્વતંત્રતા આપી અને જાતે પરતંત્રપણું સ્વી-કાર્યું ત્યારે સઉ એના ગુણ આગળ પરતંત્ર થઇ ગયાં અને એ પોતે સઉની ઉપરી જેવી બની. આ સર્વ દેખી વિદ્યાચતુર સ્વસ્થ થયો, અને પોતે એકલો હતો ત્યારે જે સુખ ભોગવતો હતો તે જ સુખ આજ દઇ શકનારી પોતાની ગુણિયલ ઉપર વ્હાલ આવતાં ક્‌હેતો હતો કે આનું નામ તે प्रभुता रमणेषु योषिताम्!

ઘરના કામમાં વખતની વ્હેંચણ કરી નાંખી બધું કામ જાતે ઉપાડી લીધું એટલાથી ગુણસુંદરીના ધર્મકર્મની સમાપ્તિ ન થઇ. એ તો કોઇને કંઇ ક્‌હેવું ન પડે અને કોઇની આશા રાખવી ન પડે અને ઘ-રનું ગાડું ચાલ્યાં જાય એટલા જ ફળનું સાધક હતું. પરંતુ પરદુઃખ-ભંજન થવું અને સર્વ કુટુંબનાં અંતર્દુઃખ જાણી લેઇ તેનો ઉપાય કરવો એ પુરુષાર્થ પણ ગુણસુંદરીએ માથે લેઇ લીધું. સર્વની દાસી થઇ સર્વને દાસ કરી લેવાં, સર્વનાં મન રંજન કરવાં, સર્વનાં હૃદયને ઉચ્ચમાર્ગે

ચ્હડાવવાં, એ કામ કરવાનું પણ ગૃહિણીએ ઇચ્છ્યું. પતિનું દ્રવ્ય ઓછું વરે અને કુટુંબનું હિત થાય એવું મનોયત્ન ગૃહપંડિતાએ સાધવા માંડ્યું.

દિવસે પોતાના અભ્યાસમાં રામાયણ ભારત અને એવાં પુસ્તકોનો સમાસ કરી રાત્રે કુટુંબસાથે ઘડી વાર્તાવિનોદનો સમય આવે ત્યારે કુટુંબકથા અને લોકનિન્દાના વિષયને ધીમે ધીમે દેશપાર કર્યા અને તેને સ્થળે સર્વજ્ઞ જેવા સર્વ સંસારના પંડિત વાલ્મીકિ અને વ્યાસની રસિક ચતુર કથાના પ્રસંગો ક્‌હાડી ગુણસુંદરીએ સર્વનાં મન હરણ કરી લીધાં અને સર્વને આ લોક અને પરલોકનાં અવલોચક કર્યા. આમ ગુરુ જેવી બનેલી ગુણસુંદરી કુટુંબમાં બહુમાન પામી. ધીમે ધીમે એવો પ્રસંગ આવ્યો કે એના મનને ખેદ થાય એવું કરતાં બોલતાં સર્વ કોઇ આચકો ખાવા લાગ્યું, અને બીજાં માણસ આજ્ઞા કરી–ક્રોધ કરી–કપટ કરી–બલાત્કાર કરી-શિક્ષા કરી–જે કામ નથી કરાવી શકતાં એ કામ ગુણસુંદરીનો એક કોમળ શબ્દ કરાવી શકતો. એની ઇચ્છાથી ઉલટું કામ કરતાં સઉ કોઇ મનમાંથી ખેદ પામતું અને શરમાઇ જતું અને પારકાનો ઠપકો અવશ્ય પામતું.

ગાનચતુર નોકરીવિનાનો હતો અને અપકીર્તિ પામી નોકરી ખોઇ બેઠો હતો તેનું શું કરવું તે વિદ્યાચતુરને સુઝતું ન હતું અને જ્યાં કંઇ માર્ગ સુઝતો અને પ્રયત્ન કરતો ત્યાં ગાનચતુરને કર્મે નિષ્ફળતા જ થતી. ઘણી વખત એણે જરાશંકરને કહ્યું અને જરાશંકરને બે ભાણેજ સરખા હોવા છતાં ગાનચતુરના દુર્ગુણોથી કંટાળી આવ્યો હતો, અને વિદ્યાચતુર પોતાના ભાઇની વાત ક્‌હાડે એટલે મામો એમજ કહેતો કે "બાપુ, મલ્લરાજ જેવા મહારાજના રાજ્યમાં નોકરોએ તરવારની ધાર ઉપર "ચાલવું પડે છે અને આ ત્હારા ભાઇના ગુણ આપણ સર્વનો રોટલો "ટાળે એવા છે—માટે વધારે સારું એ છે કે એને ખાવાપીવાનું ત્હારા "પગારમાંથી જ આપવું એટલે આપણા બધાનું ખાવાપીવાનું એ રૂહે "ને પગાર પણ ચાલતો રૂહે. હવે થોડાં વરસમાં એ વૃદ્ધમાં ખપશે— "ત્હારે બાપે "પેન્શન" લેઇ નોકરી છોડી—આણે પેન્શન ખોઇ નો- "કરી છોડી. એકને પાળે છે તો બીજાને પાળ." મામાનો આવો ઉત્તર વિદ્યાચતુર કોઇને જણાવી શકતો ન હતો અને ખરી વાત ન જાણે એટલે સઉને અસંતોષ સ્વાભાવિક રીતે એના પર જ રૂહેતો. પતિથી ન થયું એ કામ ઉપાડવા પત્નીએ પ્રયત્ન કર્યો.

એક દિવસ આ જ અર્થસારુ પોતે મામાને ઘેર ગઇ, અને મા- મીને તૈયાર કરી મામાપાસે વાત ક્‌હાડી. જેહની ભલામણ કરવા

ભાભી આવે તે જોઇ મામાને એકવાર તો પુષ્કળ હસવું આવ્યું, અને પછી વિદ્યાચતુરને જે ઉત્તર દેવામાં આવતો હતો તે જ ગુણસુંદરીને આપ્યો. પુરુષ જે કહી શકતો ન હતો તે સ્ત્રીએ કહ્યું: "મામાજી, "એ બધી વાત ખરી. પણ ન્હાનપણનું અજ્ઞાન મ્હોટપણમાં અનુ- "ભવથી ખસે છે તેમ કુબુદ્ધિને અનુભવ ખસાડે છે. માણસ બારે "માસ એક સરખું રહેતું નથી. નોકરી મળશે વાસ્તે કંઇ જેઠ "જેઠાણીને ઘરમાંથી જુદાં પડવા દેનારી હું નથી—પણ બગડેલું મા- "ણસ ધંધે વળગ્યાથી સુધરે છે તો આ તો સુધરેલાને સુધારવાનું છે. "મામાજી, આપનાથી કાંઇ ખસાવાનું નથી—છોરું કછોરું થશે—માવે- "તરથી કમાવેતર થવાવાનું છે?"

ભાણેજવહુનો આગ્રહ જોઇ જરાશંકરને વધારે હસવું આવ્યું: "બેટા, તું જેહને "સર્ટીફીકટ" આપે છે તે ત્હારા ઉમંગનું છે પણ હું "તે સ્વીકારતો નથી. એ સુધર્યો ન હોય તો સુધરે એવું તું માથે "લે છે?—ચાલ, તું જામીન થાય તો હું વિચારું!"

ગુણસુંદરીએ તરત ઉત્તર દીધો: "થયું? એટલુંજ કે ની? એ "તો હું માથે લેઉછું. લ્યો! પણ બોલ્યા છો તે પળજો."

મામાથી ગુણસુંદરીને તરછોડાઇ નહી. થોડાક જ દિવસમાં રત્નનગરીમાં જ ગાનચતુરને યોગ્યતા પ્રમાણે નોકરી મળી અને આ નોકરી કેમ ન્હોતી મળતી અને કેમ મળી તે સઉ સમાચાર કેટલેક દિવસે પ્રસંગ આવ્યે મામીએ ગાનચતુરને ચંડિકાના દેખતાં કહ્યું. બે જણ મનમાંથી ગુણસુંદરીનાં દાસ થયાં, અને ભૂતકાલમાં ગુણસુંદરીને જાણ્યે અજાણ્યે દુભવવા જેવું કર્યું હશે તે સાંભરતાં ધણી ધણિયાણી બે જણ પસ્તાતાં. ગુણસુંદરીને ખભે ભુલથી હાથ મુકાઇ ગયો હતો એટલું સ્મરણ થતાં જ ગાનચતુર પૃથ્વીમાં પેસી જવા જેટલું મનમાંથી શરમાતો. સુંદરની વાતમાં પોતાનું મન બગડ્યું હતું, તે વાત ગુણસુંદરીને કાને ગઇ જાણી એનો હલકો અભિપ્રાય થયો હશે તે મટાડવો એ ગાનચતુરે ગુરુકાર્ય ગણ્યું. કશાથી ન્હોતો સુધર્યો તે માણસ આખરે ગુણસુંદરી આગળ લજ્જાનો માર્યો સુધર્યો, એના ઉપર અને એની સ્ત્રીના ઉપર હજી વધારે ઉપકાર ગુણસુંદરીને હાથે થવો નિર્મેલો હતો.

ચંડિકા એક પ્રસંગે એમ કહેતી કે "મ્હારે તે ગુણસુંદરીનું શું કામ પડવાનું હતું?" કાળ બદલાયો અને એનાં છોકરાં સુદ્ધાંતની સંભાળ ગુણસુંદરીને કરવા વારો આવ્યો. ચંડિકાનો મ્હોટો દીકરો

હરિપ્રસાદ સ્વભાવે સારો હતો પણ એની વહુ મનોહરી એનાથી મ્હોટી હતી. સસરાની નોકરી ગયા પછી મનોહરી પિયર ગઇ હતી. મનોહરી ઉછેર ઘાટની, બુદ્ધિશાળી, અને મદોન્મત્ત હતી. પતિ ન્હાનો અને ઓછી બુદ્ધિનો હતો. પતિના પ્હેલાં પોતાને જુવાની આવી હતી, અને જેમ પોતાને જુવાનીનો મદ આવેલો હતો તેમ જુવાન વર્ગના પુરુષોમાં પણ એના રૂપનું આકર્ષણ વધારે હતું, અને એના પ્રસિદ્ધ કજોડાને લીધે લંપટ માણસો એનો પ્રસંગ-શોધવાથી ફાવીશું એવું ધારતા. મનોહરીના નામની લાવણીઓ જોડાઇ હતી, એનું નામ લોકની ભીંતોએ ચ્હડચું હતું, એ બ્હાર ફરવા જાય ત્યારે પવન એના કાનના પડદાસાથે બ્હાર થતી બીભત્સ વાતો અથડાવતો અને આંખો સામી પરપુરુષોની આંખોના ડોળા ફરતા. એ ગરબે ફરે ત્યારે આશપાશ લોકોનું ટોળું ભરાતું, એના ઉપર કાંકરા ઉડતા, અને પ્રસંગે અટકચાળી આંગળિયોથી એનું વસ્ત્ર સુદ્ધાત ખેંચાતું. એ એકલી બ્હાર નીકળી હોય તો રસ્તે જનાર એના સરશ્યો અડોઅડ થઇ ચાલ્યો જતો, અથવા એની પાછળ પાછળ આવતો, અથવા એના આગળ ચાલે અને પાછે મ્હોંયે એના સામું જુવે. મનોહરી આ સઉ ફજેતીથી કોક વાર અકળાતી, કોક વાર ડરતી, અને કોઇ વાર તો એવાં હજાર વાનાંને ઘોળી પીતી. એના ઉપર અને એના ધણી ઉપર લોકના ખરાખોટા નામવાળા અને નામવગરના જુદી જુદી મતલબના કાગળો આવતા. એ દેવદર્શન જાય તો મ્હોડાની, અને ભીંડમાં હોય તો ગમે તેવી, એની મશ્કેરી કરવા લોક ચુકતા નહી. એ નાતમાં જમવા જતી ત્યારે મિષે મિષે અથવા ઉઘાડે છોગે લોક એની વાત કરતા. કાળક્રમે એ નફ્ટ થઇ અને એને કાંઇ લાગતું બંધ થઇ ગયું. લોકો વાતો કરતા તે ખોટું પણ ન હતું. ગામમાં કોઇ રંગીલો છેલ આવ્યો હોય તો એને મળ્યા વગર એ રૂહેતી નહી. પોતાને માથે ધણી આવો હોય ત્યારે આવું હોય પણ ખરું!—એમ એના મનમાં રૂહેતું. કોઇ વાર એવું પણ ઇચ્છતી કે "ક્યારે ધણી મ્હોટો થાય અને હું આ જંજાળમાંથી છુટું ?" ધણીને મ્હોંયે ગામની વાતો જતી, તે ચ્હીડાતો, વહુને મારતો, વહુ મારખાઉ થઇ ગઇ, કોઇક વખત તો સામી મારતી પણ ખરી, અને કોઇક વખત માર ખાતી ખાતી હસતી અને ક્હેતી કે "હા, મારો, મારો, મ્હેં માર ખાવો ધાર્યો છે તે ખાઇશ—બાકી હાથ ઉપાડું તો જાણો."

ચંડિકા આ વહુથી ગાંડા જેવી થઇ ગઇ હતી. વહુને સુધારવા

દીકરાના કાનમાં ભરાઇ લાખ વાતો કરતી અને લાખ ઉપાય ખરા-ખોટા બતાવતી. વહુ એમ જાણતી કે સાસુ વરના કાન ભરવે છે, એટલે વરના કહેવાની કાંઇ અસર થવાની હોય તે પણ ન થતી. કદીક તો ધણી મારે તે પોતાના જારને કહી દેતી અને તે લોક નિશાળમાં અથવા રસ્તામાં હરિપ્રસાદને મારતા અને એની પાસે કબુલ કરાવતા કે હવે મારીશ નહી.

આ વહુ પિયર ગઇ હતી ત્યાં સુધી ચંડિકા સુખી હતી. હવે એ પાછી વિદ્યાચતુરને ઘેર પણ આવી અને ચંડિકાને ત્રાસ પડયો કે "વળી શી નવાજુની થશે?" એક દિવસ તો સઉ જમવા બેઠાં હતાં, માત્ર ગુણસુંદરી જમ્યાવિનાની પરસાળમાં કાંઇ કામ કરતી હતી, અને મનોહરી પરસાળની મેડિયે બાળક કુમુદસુંદરીને રમાડતી રમા-ડતી એના ઘરમાં છચોક ઉઘાડે સ્વરે ગાતી ગાતી મ્હોટા મ્હોટા હીંચકા ખાતી હતીઃ

"જાયછે જાયછે જાયછે રે આ જુવાની ચાલી જાય છે!
"પાણીનો રેલો ને આભલાની હારો જેવી—જુવાની ચાલી જાયછે. ૧
"ન્હાનો નાવલિયો ને કજોડાની નારની—જુવાની૦
"પિયુ પરદેશ એવી રાંડી સમી માંડી તણી—જુવાની૦ ૨
"સાસુ સંતાપે ને માવડિયો કંથ, એની—જુવાની૦
"સધવા રુવે—રુવે વિધવાયે! એમ એની—જુવાની૦" ૩

ગીત સાંભળી ચંડિકા જમતી જમતી અકળાઇ—પણ શું કરે? બોલે તો સેંકડો જવાબ આપે એવી વહુ હતી. બીજાં બધાં ગીત સાંભળી હસવા લાગ્યાં ને એક બીજાના મ્હોં સામું જોવા લાગ્યાં. કામ કરતું મુકી ગુણસુંદરી પરસાળમાં પળવાર ઉભી રહી હડપચીએ હાથ દેઇ પળવાર વિચારમાં પડી. મનોહરીએ હજી ચ્હડે એવું ગીત ગાવા માંડયું અને એ ગીતમાં હીંચકાની સાંકળોનું ગાયન ભળ્યું.

"છીરવાય નહી રે છીરવાય નહી! માડી! જુવાની આ છીરવાય નહી!
"સહિયર સમાણી મ્હારી ચમન કરે ને નીકળી પડે મ્હારી આંખોરો માડી૦
"અદેખી નાર મને કરી કજોડે, મ્હારા ન્હાનડિયા કંથને કો ઝાંખો રે! મા૦૧
"વાયદો કર્યો ચાર વરસનો હુંકડો, થશે—જવાન એ—હું ઘરડી રે મા૦
"ઉછજે જુવાની, ના ડાટો દેવાય, વાળું મન હું મરડી મચરડી રે! મા૦" ૨

ચંડિકાથી રહેવાયું નહી. તે જમતી જમતી ઉઠી પરસાળમાં જઇ મેડીએ ચ્હડવા લાગી. ગુણસુંદરી એનો ગયેલો મીજાજ સમજી અને અટ-

ઠાવીને પોતે મનોહરીને શીખામણ દેવાનું માથે લેઇ ચંડિકાને પાછી જમવા મોકલી. ઉપર ગીત મેળે બંધ થયું, પણ મનોહરી કુમદસુંદરીને બે હાથે ઉંચી કરી કુદાવતી હતી, વારંવાર ચુંબન કરતી હતી, અને હીંચકા પ્હીંડો સુધી ખાતી હતી. ગુણસુંદરી ઉપર ચ્હડી દાદરમાં ઉભી ઉભી પળવાર જોઇ રહી. મનોહરીની પુઠ હતી એટલે એણે એ જાણ્યું નહી અને તાન લાગ્યું હતું તેમાં મચી રહી. એટલામાં એના હાથમાં ઉંચી થયેલી કુમુદસુંદરીએ માને ઓળખી, હશી, પગ નચાવી, કીલકીલાર મચાવી મુક્યો, ને મા ભણી હાથ લાંબા કર્યા; તે જોઇ મનોહરીએ પાછું જોયું. પોતે ગાયેલું કાકીજીએ સાંભળ્યું હશે એવું ભાન આવ્યાથી ગુણસુંદરીને જોતાં જ મનોહરી શરમાઇ ગઇ, અને તરત ઉભી થઇ કુમદસુંદરીને રમાડતી રમાડતી સામી ગઇ. એ શરમાઇ તે એના ગાલ ઉપર આવેલા રંગથીજ ગુણસુંદરી સમજી ગઇ. એની આંખમાં શરમ છે તે સમજણ છે અને તે છે ત્યાં સુધી ઉપાય હાથમાંથી ગયો નથી એવું ધારી એ હરખાઇ. પોતે એના કરતાં પાંચ સાત વર્ષેજ મ્હોટી હતી એટલે સહીપણાંના ભાવથી વાત કરી શકે એમ હતું. સરખી વયનાં માણસથી ઉપદેશ થાય છે એટલો બીજાથી થતો નથી. વહુ ગમે તેટલી બગડી હશે તોપણ બુદ્ધિશાળીને ઉપદેશ સમજતાં વાર નહી લાગે, અને એના ઉપર પ્રીતિ રાખી કહીશું તો ધીમે ધીમે સારા ગુણનો એને પટ બેસશે એ વિચાર ગુણસુંદરીને થયો. વળી એણે એવો પણ વિચાર કર્યો કે "આને મ્હોયે એના દોષ "કહી બતાવશું અને વાંક ક્હાડીશું તો એને એકદમ નહી વસે અને "બાળક છે એટલે ઉલટો સામો ભાવ બંધાશે; માટે હાલમાં તો એના "સામા ન થવું, એનાં થઇને વાત કરવી, અને એની મેળે જ પોતાની "સ્થિતિનો વિચાર કરી ઉપદેશ લેઇ લે એવું કરવું. આપણે ન ક્હેવું, "પણ એની પાસેથી ક્હેવડાવવું. લોકરૂઢિએ કજોડું બાંધ્યું, જવાનીએ "પોતાનું કામ કર્યું, બાળક ધણીએ છોકરવાદી કરી, અને ચંડિકા"ભાભીએ પોતાના સ્વભાવ પ્રમાણે કામ કર્યું ! વહુ બાપડી શું કરે? "એને કોઇ સારે માર્ગે ચ્હડાવનાર ન મળ્યું, ઉછળતી જવાનીના "છાકે બુદ્ધિને જે રસ્તે ચ્હડાવી તે રસ્તે ચ્હડી. પણ—આખરે ડાહી "છે—સુધરે એવી છે," મનોહરીએ પોતાના સામું જોયું એટલામાં એને જોઇ ગુણસુંદરીએ આટલા વિચાર કર્યા અને હીંચકેથી ઉઠી એ સામી આવી એટલે પોતે પણ ઉપર ચ્હડી અને ઉમળકો આણી હસતી હસતી બોલી "વહુ, તમારો રાગ તો સારો છે; શું ગાતાં"તાં એ?"

મનોહરી ફરી શરમાઇ અને કેડમાંની કુમુદસુંદરી સામું જોઇ ગુણસુંદરીને ક્‌હેવા લાગીઃ “ એ તો કંઇ નહી—અમસ્તું-રહેજ-જરી” સાસુને રોકડા ઉત્તર આપતાં ડરતી ન હતી તે કાકીજી સાથે બોલી પણ ન શકી, અને મનમાંથી લેવાઇ ગઇ. છુટા રહેલા હાથની હાચેલી વીંઝી આંગળાં ભીડી દેઇ મનમાં જ બોલીઃ “બળ્યું, કાકી-
“ જીએ ક્યાંથી સાંભળ્યું આ ? હું શું કહું એમને ? ” ગુણસુંદરીના ગુણે એને જીતી હતી તેનું એને ભાન હતું. બુદ્ધિમતી હતી માટે જ તે જીતાઇ હતી. ચંદ્રિકામાં ગુણસુંદરીપણું ન હતું માટેજ મનોહરી એનાથી ન સુધરતાં બગડી હતી. મનોહરી હીંચકેથી ઉઠી, બાળકને રમાડતી રમાડતી—ચુંબન કરતી કરતી- અને છાતી સાથે ડાબતી ડાબતી, ગુણસુંદરીની પાસે આવી, અને પોતે ગાયું હતું તે વાત ઉડાવવા બોલીઃ “ કાકીજી, આટલી સરખી છોકરી કેવી તમને ઓળખી ગઇ ?
“ પણ તમે તો એના સામું યે જોતાં નથી ! કેવી પાંખડી જેવી છે ?
“ વ્હાલ ન આવતું હોય એવાંને પણ વ્હાલ આણાવે એવી છે ! ”

ગુણસુંદરી અને મનોહરી બે જણ હીંચકે જઇ બેઠાં અને ગુણસુંદરીએ મનોહરીને ફ્લાવી ફ્લાવી વાતો ક્‌હડાવવા માંડી. વાતો ક્‌હડાવતાં ક્‌હડાવતાં તેની મનોવૃત્તિ સાથે અથડાય નહી એવો ઉપદેશ થોડો થોડો કર્યો. આખરે એ ઉપદેશ સફળ થતો હોય એમ મનોહરી બોલી ઉઠીઃ “ ક્‌હો, કાકીજી, મ્હારો શો વાંક ? હું યે બાળક છું કની ?
“ પુછો સાસુજીને–કેટલી વાર એમણે એમના કાન ભરવ્યા છે ? મૂળ
“ તો “ કર્મ કજોડું-મ્હારે શ્યામજીડું ” જેવું મ્હારે કપાળે લખેલું જ
“ છે તે થયું, ને તેમાં વળી હવે જરી જરી છોકરવાદી મટવા માંડી
“ ત્યારે સાસુજી દીકરાને માવડિયો કરી નાંખે ! ત્યારે મ્હારે યે કંઇ હોંસ
“ હોય કે ન હોય ? બે પૈસાની કાંશકી મને આણી આપે તો તેટલું
“ સાસુજીથી ન ખમાય ને દીકરાને “ બાયલો ! બાયલો ! ” કરી મુકે.
“ બપોરે નીસાળેથી આવે ત્યારે ઘડીક પાણી પીવાને મેડિયે આવે તો
“ સાસુજીની આંખો ચ્હડી જાય ને બે જણને “ બેશરમાં—લાજ વગ-
“ રનાં—નફ્ટ—નફ્ટ ” કરી ફજેતી કરે. ત્યારે એમને કાંઇ વિચાર નહી
“ થતો હોય ? એમનો દીકરો ને મ્હારો ધણી તેની યે અદેખાઇ ! કોઇ
“ બીજાની સાથે વાત કરું તો તો બોલતાં યે ભલાં. પણ આ તો પો-
“ તાનું ન્હાનપણ જ જાણે ભુલી ગયાં હોય કેની એમ કરે છે. એતો
“ આટલાં મ્હોટાં થયાં—ને હું તો હજી ન્હાની બાળક છું. આ તમને

"કોઇ ક્‌હેશે કે ઘરનો ધંધો ઉપાડો, વૈતરું કરો, ને કાકાજી બ્હારનું
"વૈતરું કરે, પણ બે ઘડી બે જણાં બેઠાં હો ને આંખે આંખ મેળવી
"સાયતવાર વાતો કરો એવું કોઇથી ખમાય નહી તો તેની બે આં-
"ખોમાં બે આંગળિયો ઘોચી ઘાલિયે તો કાંઇ પાપ લાગે ખરું ? ક્‌હો હવે."
જમણા હાથની બે મ્હોટી આંગળિયો લાંબી કરી, જરીક કોપેલી દે-
ખાઇ, આંખો વિકસાવી, હોઠ મરડી, દાંત પીસી, ડોકું ધુણાવતી ધુણા-
વતી, ટટ્ટાર બેસી, મનોહરી ગુણસુંદરીની આંખો સામી આંખો કરી
તાકીને જોઇ રહી. એ દેખાવ જોઇ ગુણસુંદરી હસી પડી. હલકા લો-
કમાં ભમવા પામેલી અને છોકરવાદ મનોહરીને એવો વિચાર ન થયો
કે કાકીને આમ ન ક્‌હેવાય. ગુણસુંદરીને હસતી દેખી એ વિચાર થયો
અને ખસિયાણી પડી ગઇ. જો કાકીજીને ઠેકાણે સાસુજી હત તો ઝ-
ઘડો મચત અને કાકીજી શાંત રહ્યાં અને સહી ગયાં તે વિચારથી
ઓશિયાળી બની ગઇ અને જરા ફીકી પડી. હસતે હસતે ગુણ-
સુંદરી બોલી.

"ના, વહુ, તમે છો તો ખબરદાર. કેમ, બેટા, એમ જાણ્યું કે
"કાકીજીનું પોતાનું દૃષ્ટાંત આપિયે તો એમને ક્‌હેવાનું જ રૂહે નહી ?
"પણ, જુવો, તમારાં સાસુને તમારા કરતાં બે વર્ષ વધારે થયાં હશે
"તે વધારે સમજે, પણ એમને કાંઇ એમ જ વશ્યું હશે કે તમને કુળ-
"લાજ શીખવવી ત્યારે કાંઇ કહ્યું હશે. પણ, ચાલો, હવેથી હું એવું
"કરી આપું કે એ તમને કાંઇ ક્‌હે નહી—તો પછી તમે એવું કરશો
"કે તમને કંઇ ક્‌હેવા વારો જ એમને આવે નહી ?"

"ઠીક, એમનાથી જ કહ્યા વગર રૂહેવાશેસ્તો ! વહુને નહી ક્‌હે તો
"દીકરાને ક્‌હેશે. કાકીજી, તમે એમનો સ્વભાવ જાણતાં નથી. આ હું તમને
"વળગતી રહું તો એ એમ જ ક્‌હેવાનાં કે જા, કાકીજીને સાસુ ક્‌હે—
"મ્હારું શું કામ છે ? એમની આંખમાં તો શનિશ્ચર બહુ છે તે તમને
"ખબર નથી. ખબર પડશે ત્યારે જાણશો. મહાદેવના ગુણ તો ભયડો
"જાણે ને સાસુના ગુણ વહુ જાણે."

બહુબોલી વહુનું બોલવું સાંભળી, તેનું ખરાપણું મનમાં સમજી,
ગુણસુંદરી એને માથે હાથ મુકી હસતી હસતી બોલી: "પણ, વારુ,
"એ કોઇને મ્હોડે ન બોલે તો. ?"

"તો શું ? પણ એને શું ગમતું હશે તે મને શી ખબર પડે ?

"એમને તો હજાર કોહ્લાવેડા કરવા તે મને સુઝેચે નહી ને પરવડે એ
"નહી. ને હું કાંઇ એમની બંધાયલી કે શું? ના, એ કંઇ ન બને! હું
"તો ઘણું ત્યારે તમારું કહ્યું કરું કે મ્હારી દાઝ જાણો છો."

"વારું, પણ મ્હારું તો કહ્યું કરશો કે નહી?"

"હા જાવ, એટલું કરીશ. પણ તમે જાણો કે સાસુનું કહ્યું
"કરે તે થવાનું નહી. નહી—નહી—ને નહી. એમનું મ્હો મને દીઠું ન
"ગમે. મને વીતાડવામાં બાકી રાખી નથી. તમે તો મને કાચે
"સુતરને તાંતણે બાંધો તો બંધાઉ, પણ સાસુ તો દોરડાંના બંધ બાંધે
"તેમાંથી ચસકી જાઉં, ને જોવા જેવું કરું તે વળી જુદું."

ગુણસુંદરીએ ધીમે ધીમે મનોહરિને હાથમાં લેઇ લીધી. ચંડિકાને સમજાવી સમજાવી પ્રથમ ઠેકાણે આણી. દીકરા વહુનો સંસાર જોઇને રાજી થવાની એને ટેવ પાડી. જુવાન છોકરાંની ભુલો ઠપકાથી નથી સુધરતી તેની ખાતરી કરી આપી. તેમને ઘટતી સ્વતંત્રતા આપવાનો સ્વભાવ પડાવ્યો. દીકરા પાસે વહુની વાત કરવી તો વખાણજ કરવાં એવી રીત રખાવી. વહુને સુધારવી હોય તો મને ક્‌હેજો એટલે હું તમારું ધાર્યું પાર ઉતારી આપીશ એવું કહ્યું. ઘણા પ્રયત્નથી ઘણે દિવસે ગુણસુંદરી આટલું કરી શકી. મનોહરીને પણ પોતાની પાસેજ રાખે, પોતે બ્હાર જાય ત્યારે એને શૃંગાર સજાવી સાથે રાખે, એના જુવાન અભિલાષને થોડા થોડા પાર પાડે એટલે બાકીના અભિલાષ બ્હાર ન ક્‌હાડવાનું મનોહરી પોતેજ સમજે એમ કર્યું; જુવાનીની વાતો કરતાં તેને અટકાવે નહી; પણ તેમ જ "રસનું તે ચટકું—રસનાં કંઇ કુંડાં ન હોય" એ શાસ્ત્રની મર્યાદા બંધાવી; મનોહરી કોઇ પુરુષની વાતો કરવા જાય તો તે ન સમજે એટલી ચતુરાઇથી તે વાતો બંધ કરાવી, આડી વાતો ક્‌હાડી, એના પતિ હરિપ્રસાદની વાતો ક્‌હાડી, તેની ગુણપ્રશંસાના પ્રસંગ આણી, પતિવ્રતપણાના માર્ગ ઉપર લીધી; અને અંતે છકેલી મનોહરીનો છાક તો ન ગયો, પણ એ છાક પ્રથમ ઘરનાં માણસને ત્રાસ આપતો તેને ઠેકાણે તેમનો પક્ષ ખેંચનારો થઇ પડ્યો, અને બ્હારનાં કોઇ માણસ વિદ્યાચતુરના ઘરનું કાંઇ ખોટું બોલે તો તેટલીજ વાતમાં તે માણસો સાથે લ્હડવામાં આવી રહી. હરિપ્રસાદનું શરીર જુવાની આવતાં ખીલ્યું ત્યાંસુધી મનોહરીની જુવાની સાપની પેઠે ફુંફાડા મારતી હતી તેને ગુણસુંદરીએ ચતુરાઇથી વશ રાખી, અને વરકન્યા વયમાં અને શરીરમાં આવી મળ્યાં એટલે ગઇ ગુજરી વીસારી સુખી થાય એવો માર્ગ સવળો કરી આપ્યો.

ચંડિકા જે એક સમયે ગુણસુંદરીની ઓશિયાળી નથી એવું ખોટું ગુમાન રાખતી હતી તેને આવી રીતે ગુણસુંદરિયે ઓશિયાળી કરી નાંખી. ચંડિકા પોતાનું ગુમાન ભુલી ગઇ. જે ગુમાન જાળવી રાખવાનો એને આટલો મમત હતો તેની જાળવણી હવે માત્ર ભૂતકાળના સ્મરણમાંજ સમાઇ રહી, અને ભુલાયલું ગુમાન હવે માત્ર પશ્ચાત્તાપ સાથેજ સ્મરણમાં ખડું થતું. કોઇ પ્રસંગે તો એવું બનતું કે આવડમાં, ગુણમાં, અને ઉપકારમાં જેઠાણી બનેલી દેરાણી પાસે પોતાનું જેઠાણીપણું ભુલી જઇ દયામણું મ્હોં કરી ચંડિકા બોલી જતી. "હું તે તમારો "શો પાડ વાળું ? લોહીનો ગળકો ભુલી માત્ર દુધાધારી કોઇ થઇ જાય "એવા તમારા જેઠ થઇ ગયા છે. સાંડસામાં પકડાયલો સાપ સખનો "ર્‌હે પણ આ વહુ ડાબી ડબાય નહી ને પાતાળમાં રાખી હોય તો "ઉછાળો મારી આકાશમાં કુદી આવે તેને પણ તમે મદારીના સાપ "જેવી કરી નાંખી! હું તે તમારો શો પાડવાળું ? મ્હારો આવો નઠારો "અને આકળો સ્વભાવ—લ્યો, કહી દઉં છું— જરી અદેખો પણ "ખરો—એ સ્વભાવને પણ તમે બદલાવી દીધો. તમારા તે શા ગુણ "ગાઇયે ? તમારું નામ પાડનારનેજ ધન્ય છે!" ગુણસુંદરી હસતી હસતી બીજી વાત ક્‌હાડતી અને કદી ઉત્તર દેવો પડે તો એટલુંજ ક્‌હેતી કે "હું શું કરનારી હતી ? તમારામાંજ આટલો ગુણ કે તમે "સઉનો અર્થ સવળો લીધો. જો તમે બદલાયાં હો તો એ પણ તમારી જ "આવડ ને તમારી જ ભલાઇ!"

ગુણસુંદરીનો સંસારકારભાર હજી પુરો ન થયો. બે નણંદોની ચિંતા બાકીજ હતી. દુઃખબા માબાપને હૈયાસગડી જેવી હતી. તેનો ધણી **સાહસરાય** હજી ગામપરગામ આથડતો હતો અને દુઃખબાપર કાગળ સરખો લખતો ન હતો. તેમાં વળી કુમારી પરણવા લાયક થઇ હતી. ધીમે ધીમે ગુણસુંદરી દુઃખબાની સહી જેવી બની ગઇ પણ એનું દુઃખ કાપવું એ પૈસા વિના બની શકે એમ ન હતું અને વિદ્યાચતુરની ટુંકી આવક લાંબા કુટુંબખરચમાં વરી જતી તે પોતે જાણતી. તે સર્વનો વિચાર કરી પોતાના હાથમાંનો પોતાના ગજા પ્રમાણે ઉપાય શોધી ક્‌હાડ્યો. એક દિવસ વિદ્યાચતુરને સ્વસ્થ ચિત્તે બેઠેલો જોઇ દુઃખબાની વાત ક્‌હાડી. વિદ્યાચતુર તે સર્વ સાંભળી રહ્યો અને કંઇ પણ આમાં કરવું જોઇએ એવું એને લાગ્યું. શું કરવું તે વાતમાં ગુણસુંદરીની પાસેથી જ સૂચના માગી.

ગુણસુંદરી આડું અવળું જોતી જોતી બોલી: "કુમારીનું લગ્ન

"કર્યા વિના તો ચાલે એમ નથી. કોઇ ક્‌હેતું નથી પણ આપણે
"સમજતાં નથી? આપણે આ કામ માથે નહી લઇયે તો કોણ લેશે?
"મને લાગે છે કે દેવું કરવું એ ઠીક નથી. પણ મ્હારું પલ્લું કોઇને
"ઘેર મુકી રુપિયા ઉપાડી લાવો તે તમારી પાસે ચારવર્ષે કાંઇ બચે
"ત્યારે પાછું લાવજો. એ બ્હાને સાહસરાયને પણ બોલાવાશે. રુપિયા
"આવે તે બધા લગ્નમાં નહી જાય, પણ થોડા બચશે તેમાંથી સાહસ-
રાયનું દેવું પતાવો."

વિદ્યાચતુર હસીને બોલ્યોઃ "ઠીક પલ્લું જ્યાં ત્યાં સરતું પડ્યું છે! પલ્લું ગયું પછી તમે શું કરશો?"

આ પ્રશ્નથી ભવિષ્યકાળનો તર્ક ખડો થયો અને મનમાંથી કંપતી કેડે હાથ દઇ ઉંચુ જોતી સ્ત્રી બોલીઃ "મ્હારું સૌભાગ્ય શાશ્વત હશે
"તો પલ્લાને શો ખપ છે? મ્હારું સૌભાગ્ય જ વાંકું હશે તો પલ્લું
"પણ વાંકું નહી થાય એમ કોણે કહ્યું? મ્હારે દુઃખના જ દિવસ
"લખ્યા હશે તો માણસની કારીગરી શા કામમાં લાગવાની હતી?
"પાપ કરતાં પાછું જોયું હશે તો દુઃખમાં યે ઈશ્વર ક્યાં આઘો થ-
"વાનો હતો? મ્હારી આંખ આગળ સુંદર ભાભીનું દૃષ્ટાંત ક્યાં નથી?
"માટે હું કહું છું તે કરો. તમે હશો તો લાખ પલ્લાં છે—તમે નહી હો
"એવો વિચાર તે હું શું કરવા કરું? તમારા પ્હેલી જ હું જઉં એવું
"શું મ્હારું ભાગ્ય નહી હોય? કોઇનું કલ્યાણ કરવા પ્રસંગે આપણા
"ભાવિનો વિચાર કરવો જ ન હોય!—ઉઠો—મ્હારા ચતુર!"

વિદ્યાચતુરને ઉદાર ભોજરાજા સાંભર્યો અને લાખ લાખ રુપિયાનું દાન કરનાર રાજાને અટકાવનાર પ્રધાન સાથે રાજાને થયેલા પ્રશ્નોત્તર સાંભર્યાઃ

आपदर्थे श्रियं रक्षेत् । श्रीमतां कुत आपदः ॥
कदापि कुप्यते दैवम् । संचितं किं न नश्यति ॥ १ ॥

વધારે પરીક્ષા કરવા પ્રશ્ન ક્‌હાડ્યોઃ "ભાવિને પડતું મુકો, પણ
"વર્તમાનનો વિચાર કર્યો? પલ્લા શીવાય બીજા દાગીના કરવા મને મળ્યા
"નથી અને શરીર ઉપરના બધા સોળ શૃંગાર ઉતારી આપશો તો
"પ્હેરશો શું?"

ભણેલી અને બીજી રીતે ડાહી સ્ત્રિયોને પણ અલંકાર વ્હાલો હોય છે અને તે પ્રમાણે ગુણસુંદરીને પણ હશે એવું વિદ્યાચતુરે સ્વ-

ભાવિક રીતે ધાર્યું. તેની ધારણા બર ન આવી.

"ઓ હો હો હો હો! તમે મને હજી સુધી ઓળખી નહી હોય "એ તો મ્હેં આજ જ જાણ્યું. મને ઓળખી નહી! એ તો મ્હારા ચતુરની ચતુરાઇમાં ખામી આવી હોં!"

"શું ઓળખી નહી?"

"તમે શું એવું જાણ્યું કે બીજી સ્ત્રિયોપેઠે હું પણ સોનારુપાની "સગી છું? ના, રજ પણ નહી. અલંકાર પ્હેરવા તે શું કરવાને? "લોક આપણને શણગરાયલાં દેખી ખુશી થાય એટલા માટે? ના. "ત્યારે શું આપણા શૃંગાર આપણે દેખવા હતા? ના. આ હું અલં- "કાર પ્હેરુ તે એટલા માટે કે મ્હારામાં કંઇ રૂપગુણની ખામી છે "તો તેને સટે આવું પ્હેર્યાથી મ્હારો ચતુર કંઇ સંતોષ પામે છે?"

"ત્યારે હવે સંતોષ આપવાની કંઇ ગરજ નથી?"

"ગરજ નથી તો કેમ કહેવાય? પણ દુઃખબા બ્હેનને સારુ આ "કામ કરવું પડે એ તો મ્હારો અને તમારો બેનો ધર્મ છે, અને ધર્મ- "પ્રમાણે વર્તવું એથી તમને જેવો સંતોષ વળશે એવો બીજાથી નહી "વળે એ તો પરિપૂર્ણ જાણું છું! બોલોજી! હવે કયાં બાંધશો? હવે "કબુલ કરો કે હું મ્હાત થયો અને તું જીતી!"

"પતિને જીતવો એ પત્નીનો ધર્મ ખરો?"

"બધામાં નહી, પણ સ્નેહમાં ને રમતગમતમાં ખરો! સાંભરતું "નથી રતિનું વાક્ય કે

"स्मरसि स्मर मेखलागुणै- ।
रुत गोत्रस्खलितेषु वन्धनम् ॥?

"અલંકાર વગરની લુખી પુખી રૂપ વગરની પણ હું તમારી રતિ અને "તમે મ્હારા કામ! તમને તો જીતવા ને બાંધવા-જ! સમજ્યા? મ્હારા "ચતુર!—તમારું નામ દેતા દેતામાં તમને જીતું છું!"

ગૃહસંસારની વાતો શૃંગાર કથામાં સંક્રાંત થઇ ગઇ; એ સંક્રાંતિ-પ્રસંગે અનેક વિનોદપ્રસંગો દૃષ્ટિગોચર થયા, અને વિદ્વાન ચતુર અને રસિક ગુણિયલ સાથે વાર્તાવિહાર કરતું પતિનું અંતઃકરણ પળવાર સર્વ પ્રસંગનું સાક્ષિ બની જઇ, જુદું પડી, ગુણિયલના મુખ સામું અનિમિષ નેત્રદ્વારા જોતું જોતું, સ્મરતું કે,

कार्येषु मन्त्री करणेषु दासी ।
भोज्येषु माता शयनेषु रम्भा ॥

मनोनुकूला क्षमया धरित्री ।
गुणैश्च भार्या कुल मुद्धरन्ती ॥ *

"ભાર્યા એટલે ભાર ઉપાડનારી—મ્હારા કુટુંબને હાથમાં લેનારી–
"છાતી સરસું રાખનારી—તે તું જ—ગુણિયલ—તું જ ! ત્હારાથી આ
"કુટુંબ કુટુંબજેવું સુખી અને સંપીલું છે—ત્હારાવિના તે કાંટાની
"પથારી જેવું હોત !"—આ વિચાર પળવાર ઉડી આવ્યો અને દમ્પતીની વિનોદવાર્તામાં વિઘ્નકર જેવો થયો, અને એવાં એવાંજ વિઘ્ન ઉત્પન્ન કરવામાં સાધનભૂત થતી ત્યારે ગુણસુંદરી પોતાને કૃતકૃત્ય થઇ માનતી.

દુ:ખબાની બાબતમાં કાંઇ રસ્તો કુહાડવો એવું વિદ્યાચતુરના મનમાં પણ થયું. વિનોદ કરવાને તેમ સ્ત્રીની પરીક્ષા કરવાને તેણે આટલા પ્રશ્નોત્તર કર્યા છતાં શું કરવું તે વીશે તેણે મનમાં નિશ્ચય કરતાં વાર ન લગાડી. સ્ત્રીની સાથે ખુલ્લા મનથી વાત કરવામાં પોતાના મનથી કાંઇ બાધ ન હતો, પરંતુ એની બુદ્ધિ કેટલે સુધી પ્હોચે છે અને હાલ જેટલું બોલે છે તેટલું કરવાનો પ્રસંગ આવતાં એનું ચિત્ત ક્હેવું ર્‌હેછે તે જાણવામાં પોતે ગમત માનતો. આથી પોતાના મનની વાત ન કરતાં વિદ્યાચતુરે ગુણસુંદરી જેટલું કરે તેટલું કરવા દેવાનો માર્ગ પકડ્યો. માત્ર પ્રસંગે પ્રસંગે તેને ગુંચવારામાં નાંખે એવી હરકતો બતાવવી અને તેમાંથી તે કેવી રીતે છુટે છે એ જોવું, એટલું જાતે કરવાનું ધાર્યું.

ગુણસુંદરીએ કુમારીનું લગ્ન કરવાનું ધાર્યું અને પતિની સંમતિથી ઘરમાં સઉને તે વાત કરી. બધાંયે એને સાબાશી આપી, પણ માનચતુર અકળાયો. સાહસરાય આથડતો ફરે અને વિદ્યાચતુરને બીજાં લફરાં ઓછાં હોય તેમ આ લફરું પણ એણે વ્હોરવું એ ડોસાને ગમ્યું નહી. ડોસી સુવાની બ્હીક નહી, પણ જમનો રસ્તો પડવાની બ્હીક. હજી તો ચંચળનાં પણ છોકરાં પરણવાનાં બાકી હતાં. ડોસો ગુણસુંદરીને ખીજી પડ્યો. "ગુણસુંદરી, તમને તમારી દયા નથી. હજી તો
"બાળક છો અને ઘણો વિસ્તાર તમારો પોતાનો વધશે. વિદ્યાચતુરની
"કમાઇ હજી લાખે લેખાં કરિયે એટલી નથી, અને આજથી વ્યવહાર

* ભાર્યા—સ્ત્રી—તે કોણ ? કાંઇ કાર્ય સાધવું હોય ત્યારે જાણે રાજાનો મંત્રી ! કાંઇ કામમાં સાધનભૂત થવું હોય ત્યારે દાસી ! ભોજનસમયે માતા શયનપ્રસંગે કેવી ચતુર અને તત્પર ?—જાણે રંભા અપ્સરા જ ! મન જાણી લેઇ તેને અનુકૂળ થઇ જનારી, પૃથ્વી જેવી ક્ષમાવાળી, ગુણવડે ભાર ઉપાડનારી, અને કુળનો ઉદ્ધાર કરનારી.

"વધારી મુકશો તો આગળ જતાં પ્હોચાશે નહી. આજ એકને કરશો "ને કાલ બીજાને નહી થાય તો એકને કર્યું ધુળ મળશે ને બીજાની "વખત ગાળ ખાશો. માટે આ કામ કરવું પડતું મુકો, જે વાતની "સાહસરાયને ચિંતા નહી તેની તમે શી બાબત કરો છો? તમને "જસ વ્હાલો છે તેમ જસ જાનગરો પણ છે. જસ વ્હાલો કર્યાથી "આપણાં ઘરમાં કાંઇ રંધાય નહી. જો તમને ઘણું લાગતું હોય તો "ફુહો દુઃખબાને અને સાહસરાયને બોલાવો. પણ ઘરનાં છૈયાં ઘંટી "ચાટે ને ઉપાધ્યાયને આટો એ કામ કરશો તો મ્હારે તમારે નહી "બને. દીકરીઓ માવરોને વ્હાલી હોય તે દીકરાનું ચોરી ચોરી દી- "કરીનું ઘર ભરે, તે ભોગવે જમાઇ ને દીકરિયો પાછી આપણે ને "આપણે કપાળે ચ્હોટી હોય તે આવે. તમારી સાસુને તમે આથી "વ્હાલાં લાગશો, પણ મને વ્હાલાં થવું હોય તો મ્હારો દીકરો રાત- "દિવસ પગ ઘસી શેર આટો લાવે છે તેની દયા આણો. નણંદો આ- "પણે બારણે ધાન ખાવાની અધિકારી, પણ ભાણેજાં પરણાવવા બે- "સિયે તો દૈવ રુઠયો સમજવો."

ડોસો આમ અકળાયો તે વખત દુઃખબા સુદ્ધાંત આખું કુટુંબ હતું. ડોસો આટલું બોલ્યો છતાં દુઃખબા બોલી નહી કે "તમે આ- "ટલી ચિંતા શું કરવા કરો છો?" તે સ્વભાવે ગરીબ હોવા છતાં અતિ દુઃખને લીધે લોભી અને સ્વાર્થી બની હતી. સાહસરાયને હર- કત આવવા છતાં પોતાનું પલ્લું તેને આપ્યું નહી અને પિયર આવી હતી. ભાઇભોજાઇને ઘેર રહેવામાં તેના મનથી પાડ વસતો ન હતો. ભાઇભોજાઇ આટલી કુમારીને પરણાવી આપે તેવાં છે તો પરણાવશે એવું ધારી વિવેક સરખો પણ કરતી ન હતી કે "તમે આ ભાર શું "કરવા ઉપાડો?" ડોસાના બોલ એ સાંભળી રહી. એમ જ જાણ્યું કે વખત છે હું વિવેક કરવા જઇશ ને ગુણસુંદરી ડોસા ભણી ઢળી પ- ડશે. દીકરિયોને ખવરાવી દેવાનો આરોપ સાંભળી ધર્મલક્ષ્મીને જરી ક્રોધ ચ્હડયો, પણ ડોસાને ચ્હડેલો ક્રોધ દેખી ગમ ખાઇ ગયાં. બીજાં બધાં આતુરતાથી જોઇ રહ્યાં કે ગુણસુંદરી શો ઉત્તર વાળે છે. સઉની આંખો એના ઉપર વળી.

ગુણસુંદરી વૃદ્ધ શ્વસુરનો ઠપકો ગંભીર મુખથી સાંભળી રહી, તે બંધ પડ્યા એટલે, મધુર મધુર હસતી હસતી બોલીઃ "વડીલનું કહેવું "અમે ક્યારે ઉથામિયે છિયે જે? કુમારી બ્હેન પરણે તેનું ખરચ "ક્યાંથી કરવું તેની ચિંતા અમે સ્ત્રિયો શું કરવા કરિયે? તમે છો—

"સાહસરાય છે—બધા છો—જેમ ઠીક લાગે તેમ કરજો. પણ સા-
"હસરાયને બોલાવવામાં કાંઇ તમારે વાંધો નથી, તેમ વર શોધી ફ-
"હાડી નક્કી કરી મુકિયે તેમાં પણ તમારે કાંઇ વાંધો નથી. લગ્ન
"ઠરશે તે ઉપર ક્‌હેશો તે ઘરમાં સમારંભ કરીશું. તમારે પાંચે
"આંગળિયો સરખી છે—કોના ઘરમાંથી ખરચ કરવું તે ઠરશે તે પ્ર-
"માણે થશે. આજથી એનો વિચાર શો ? ક્‌હો, હવે કાંઇ વાંધો છે ?"

ડોસો વિચારમાં પડી બોલ્યોઃ "ના, એટલું કરવામાં કાંઇ હર-
"કત નથી. પણ તમારી ચતુરાઇ હું સમજું છું તે સરત રાખજો.
"મ્હારે પાંચે આંગળિયો સરખી નથી—બધી મ્હોટી ન્હાની છે ને
"જેનું કામ તે જે કરે. એ બોલથી હું આગળ ઉપર બંધાયલો રહું
"એમ ન સમજશો."

"અમારાથી તમે તે કંઇ બંધાવાના છો ? ને તમને બાંધિયે એવું
"અમારાથી થાય પણ ખરું ? અમારે તો તમારી પરવાનગી જોઇયે
"તે તમે આપી એટલે થયું !" ગુણસુંદરી હસતી હસતી કામે વ-
ળગી, સઉ વેરાઇ ગયાં અને ડોસો એકલો બેઠો બેઠો વિચાર કરવા
લાગ્યોઃ "આ વહુ જેવી કુલીન તેવી જ ચતુર છે. એના આગળ
"મ્હારું ચાલવાનું નથી. ધાર્યું છે તે પાર ઉતારશે. મ્હારાથી ના
"ક્‌હેવાય નહી એટલી વાત અત્યારે મ્હારી પાસે કબુલ કરાવી
"બાકીની વાત પડતી મુકી—અદ્ધર રાખી. ને વખત આવે એ કોણ
"જાણે શાયે ઘાટ ઉતારશે.—મ્હેં પણ ઠીક જ કર્યું કે નહી ?—એ
"બીચારી આટલું આટલું તણાઇ મરે છે ને આ બધાં ઢોર ભરાયાં
"છે તેમાંથી કોઇને ભાન નથી કે જરી વિવેક તો કરિયે ?—સાહસ-
"રાયને-ભાઇને-દેવું છે તે કંઇ ઝટ લેઇ આવે એમ નથી—ને લગ્ન તે
"ક્યાં થવાનું હતું ? એ જાણે છે કે ભાણેજનું ખરચ મામો જ ક્‌હાડે
"તો ! લખ્યું હશે દુઃખબાને, અને દુઃખબાએ ભાભીને ઉભાં કર્યાં
"હશે, ને ભાભી જસ કમાવા ઉભાં થયાં છે. પણ એ ભાભી સમ-
"જતી નથી કે આ તો આવ, કોવાડ, પગ પર—ની વાત છે. સ-
"મજે નહી એવું તો કંઇ નથી, પણ ઈશ્વરે એનું મન જ મ્હોટું કર્યું
"છે. મ્હારો દીકરો રત્નગરીનો કારભારી હત તો આવું મન દી-
"પત—પણ—" ડોસો આવી વિચારપરંપરામાં પડી ગયો અને ધીમે
ધીમે મનની પ્રવૃત્તિ શાંત થઇ.

કુમારીના વરની શોધ ચાલી. એક દ્રવ્યવાન્ ડોસો દુઃખબાને
ગમ્યો—તેના દ્રવ્યથી એનું મન લોભાયું. બીજો વર કજોડું પડે એવો

હતો, પણ મનોહરીના દૃષ્ટાંતથી કજોડા ઉપર દુઃખબાને તિરસ્કાર આવ્યો હતો. મનોહરિયે કહ્યું: "જેના ભોગ હશે તે કજોડું જોશે." વૃદ્ધ-વરની વાતમાં ગુણસુંદરી સામી પડી. "બ્હેન, ડોસો ને ડાબલો જોઇ "રળવાતું નથી. ભાયડાઓનાં શરીર સંસાર ચલાવવા જેવાં ઘણાં "વર્ષ સુધી રહેછે—પણ પચાશ વર્ષે તે પણ નકામાં પડેછે. ને આ "કળિયુગમાં સાઠ વર્ષનું આયુષ્ય. માટે વર પચાશ વર્ષને થાય ત્યારે "દુનિયામાંથી ગયો સમજવો ને ત્યાર પછી એને પરણેલી હોય તે-"નોયે સંસાર વગર ગયે ગયો સમજવો. વર સાઠ વર્ષને થાય ત્યાં-"સુધી દીકરીને ઢાંકયો રંડાપો ને સાઠ વર્ષ પછી ઉઘાડો રંડાપો. માટે "એ વાત તો પડતી જ મુકવી."

ગુણસુંદરીને લક્ષમાં રહ્યું નહી, પણ સુતો સુતો માનચતુર આ સાંભળતો હતો તે આંખો ચગાવી એકલો એકલો જોઇ રહ્યો અને વિ-ચારમાં પડયો કે આવી આવી વાતો આ શી રીતે જાણતી હશે?

મનોહરીથી રહેવાયું નહી તે બટકબોલી હસી પડી અને ગુણ-સુંદરીનો ખભો ઝાલી, પોતાનો એક હાથ લાંબો કરી, વચ્ચે પડી, મ્હોટે સાદે બોલી ઉઠી: "ઉભાં રહો, ઉભાં રહો, કાકીજી! તમે આ "વાત ક્યાંથી જાણી?—ડાહી ડાહી વાતો કરો છો તેની ના નહી—પણ "આજ પકડાયાં—કહો જોઇયે! તમે આ વાત કયાંથી જાણી ગયાં?—

"પકડાયાં–પકડાયાં! કાકી! પકડાયાં! પકડાયાં!

"બોલો! બોલો! તે વગર બીજી વાત નહી કરવા દઉં."

દુઃખબાએ મનોહરીનો હાથ વછોડયો અને ધમકાવી કહ્યું: "ખશ, "આઘી! સમજ્યું અણસમજ્યું શું વચ્ચે બોલ બોલ કરેછે જે?"

"શું છે વળી? પુછિયે પણ નહી કે? આ લ્યો! કાકીજી બો-"લતાં નથી ને તમારે શું જે?"

"તે બોલતાં નથી માટે એમણે વાંક કર્યો? કંઇ વિચાર તો "ખરી! ભસવું જ સમજે છે કે કંઇ બીજી અક્કલ છે?"

વિચારમાં પડી મનોહરી સમજી. ગુણસુંદરી હસી અને બોલી: "વહુ, પરણ્યાં ન હઇયે પણ જાને તો ગયાં હઇયે જો! તમારા જેવાં "કોઇ કહેનાર હોય ને તેને પુછવા જેવું હોય ત્યારે જરી પુછ્યું પણ "હોય એટલે જાણ્યું યે હોય!"

"ખા હવે! પુછ, પુછ, પુછીને સાર કહાડયો? તને કહી કહીને "જીભના કુંચા વળી ગયા કે આ કાકીજીને છેડીશ નહી તે છેડીને લેતી "જા હવે!"—દુઃખબા બોલી ઉઠી.

મનોહરી નરમ અને ઠંડી થઇ ગઇ, ને ધીમેથી બોલી: "હા,
"બાઇ, હા, બાળક છિયે તે જરી પુછિયે પણ ખરાં. તમે કહ્યું ત્યારે
"સમજ્યાં કે ન પુછાય તે હવે નહી પુછિયે. કોણ જાણે શું છે કા-
"કીજીમાં કે જરી બોલિયે એટલે મ્હાત જ કરી દેછે. લ્યો પણ હવે,
"ફોઇજી, કાકીજીનું ક્‌હેવું ખોટું તો નથી. ડોસાના કજોડા કરતાં મ્હારા
"જેવું કજોડું સારું! ડોસાને પરણી રાંડે તેનો તો ઉપાય જ નહી—ને
"આ અમારું દુઃખ તે તો થોડા દિવસનું: વીશ બાવીશમે વર્ષે બે જણ
"આવી મળિયે ત્યાંસુધી દુઃખ ને પછી સઉ ભુલી જવાય! ને તમારો
"ડોસો તો પચાશ વર્ષનો થાય ત્યાંસુધી સંસાર ને પછી બાયડીને જ-
"ન્મારો ભટકવાનું! એના પઇસાને તે પછી શું બચકાં ભરવાનાં હતાં?
"એના કરતાં તો મ્હારે બહુ સારું!"

આ ઉઘાડી ના બોલવા જેવી પણ અણસમજમાં બોલાયલી અને અનુભવની વાતથી સઉ સ્ત્રીમંડળ શરમાઇ ગયું, અને હસી પડ્યું, તેમ ખરી વાત સઉના મનમાં પણ એથી જ આવી ગઇ. કુમારીના કરતાં દશેક વર્ષે મ્હોટા અને સાધારણ સ્થિતિના છોકરા સાથે એનો વિવાહ કરવામાં આવ્યો.

સાહસરાય આખરે આવ્યો. કુમારીનાં લગ્ન થયાં. લગ્ન પ્હેલાં ગુણસુંદરીએ પોતાના અલંકાર ક્‌હાડી પતિને આપવા માંડ્યા, પણ તેણે લીધા નહી અને કહ્યું કે "આજથી કોઇને માલમ પડે કે ત્હારા અ-
"લંકાર ઉતારવા પડેછે તો સઉ હા ના કરે ને લગ્ન પ્રસંગે ત્હારે શ-
"રીરે કંઇ ન હોય તો આપણે પણ ઠીક ન દેખાય. હાલ તો સામન
"ઉધારે આણવો છે. હીસાબ ચુકવવા દ્રવ્ય આપવું પડશે ત્યારે જોઇ લેઇશું."

હીસાબ ચુકવવાનો પ્રસંગ આવ્યો ત્યાંસુધી ખરચ ક્યાંથી થાયછે તેનો કોઇયે પ્રશ્ન પુછ્યો નહી. ઘરમાંથી કોઇ એ બાબતની વાત જ ક્‌હાડે નહી. સાહસરાય એમ જ સમજ્યો હતો કે વિદ્યાચતુર સઉ ખરચ આપશે. ગુણસુંદરીએ માનચતુરને કહ્યું હતું કે તમારે ખરચ નહી કરવું પડે, ને ડોસો હમેશ ઉત્તર દેતો કે "જો જો તો
"ખરાં!" પૈસા વીશે બે જણને ઉચાટ હતો, એક ગુણસુંદરીને અને એક ડોસાને. ગુણસુંદરીને એવો ઉચાટ હતો કે રખેને વિદ્યાચતુર મ્હારું પલ્લું માગતાં આચકો ખાય! ડોસાને એવો ઉચાટ હતો કે રખેને આ ખરચનો ભાર વિદ્યાચતુરને માથે આવી પડે ને સાહસરાય બચી જાય! ગુણસુંદરિયે કબુલ કર્યું હતું કે "ખરચ તમારે માથે નહી પડે" એ-ટલી ડોસાને શાંતિ હતી, તોપણ તે એમ ધારતો હતો કે ગુણસુંદરી

આખરે છેતરાશે અને લોકલાજને માર્યે અથવા નણંદનણદોઇની દયાને લીધે એ ખરચ માથે પડ્યા વિના રહેવાનું નથી. "ખરચ તમારે માથે "નહી પડે" એનો અર્થ ગુણસુંદરીના મનમાં એવો હતો કે "તમારે "માથે નહી પડે—મ્હારે માથે લેઇશ—પલ્લું આપીશ;" અને આ અર્થની ભ્રાંતિ પણ ડોસાને હતી.

લગ્નની પૂર્ણાહુતિ થયા પછી કેટલેક દિવસે લોકો **વિદ્યાચતુર** પાસે આંકડા લેઇ આવવા લાગ્યા, અને ગુણસુંદરી તેમ જ **માનચતુર** બંને જણે તે વાત સરતબ્હાર થવા ન દીધી. એક જણ આંકડો આપી પાછો ગયો કે તરત ગુણસુંદરી મેડીપર ચ્હડી અને **વિદ્યાચતુરને** પુછવા લાગી કે તમે શો બેત ધાર્યો. વિદ્યાચતુર હસવા લાગ્યો અને બોલ્યો: "એ તો તમારે વિચારવાનું છે, મને શું પુછોછો?"

ગુણસુંદરી મેડિયે ચ્હડી ત્યાંથી **માનચતુર** ચેતી ગયો કે આ માણસ આંકડો આપી ગયો તેની વાતચીત થતી હશે. આથી પોતે પણ ઉઠ્યો, અને કોઇ દિવસ દીકરાવહુની વાત સાંભળવા ઉભો રહેતો ન હતો તે આજ દાદર નીચે જિજ્ઞાસાથી ઉભો રહી, ઉત્કંઠિત* થઇ, કાન માંડી, ઉપર થતી વાતો સાંભળવા લાગ્યો.

**વિદ્યાચતુરનો** પ્રશ્ન **માનચતુરને** બહુ નવાઇ ભરેલો લાગ્યો, સમજાયો નહી. એટલામાં ગુણસુંદરીએ **વિદ્યાચતુરને** ઉત્તર દીધો.

"મ્હારા વ્હાલા, આજ તો તમે બરાબર બોલ્યા. કુમારીનું લગ્ન "થયું એ મ્હોટા ઉત્સાહની વાત. દુઃખબા બ્હેનને નીરાંત થઇ, અને "મ્હારું વચન પળે એટલે મને પણ નીરાંત થાય. ધન્ય ભાગ્ય મ્હારું "કે મ્હારા પલ્લાનો આ પ્રસંગે ઉપયોગ થશે."

**માનચતુર** નીચે ઉભો હતો તેણે પોતાની છાતીપર હાથ મુક્યો, હડપચી પર મુક્યો, અને અંતે તર્જની બેવડી કરી તેની બેવડમાં પોતાનો નીચલો ઓઠ પકડ્યો: "શું આ ખરચ ગુણસુંદરીના પલ્લામાંથી "નીકળે છે?"

એટલામાં **વિદ્યાચતુરનો** ચિંતાતુર જેવો સ્વર સંભળાયો: "એ "તો ધન્ય ભાગ્ય ક્‌હો કે હીન ભાગ્ય ક્‌હો; મ્હારી પાસે અત્યારે રોકડ નથી; તમારી હીમત ઉપર અને તમારા કહ્યા ઉપરથી આ ખ"રચ માથે લીધું છે."

**માનચતુરે** ઓઠ કરડ્યો, હાથ વીંઝ્યો, અને પગ પછાડ્યો: "ધિ"ક્કાર છે આ દીકરાને કે વહુનું પલ્લું લેવા ઉભો થયો છે; અરેરે!

* કંઠ ઉંચો કરી, ડોક ઉંચી કરી, ઉત્કંઠા રાખી.

"મ્હારે કર્મે એક્કે દીકરો પરાક્રમી ન ઉઠ્યો! આ દીકરાની બાબતમાં "પણ હું છેતરાયો! મ્હારું કુટુંબ એક આ વહુથી ઉજળું છે, બાકી "બીજાં બધાં કુટુંબબોળું! અલ્યા પસ્લું!"

ગુણસુંદરીનો સ્વર સંભળાતાં આ ક્રોધમાં વિઘ્ન પડ્યું: "આપ "મને કંઇ તમે કહીને બોલાવો છો અને આમ નરમ થઇને બોલો છો "તે કંઇ નવાઇની વાત લાગે છે."

વિદ્યાચતુરે જરીક મ્હોં મલકાવ્યું: "ના, એ તો અમસ્તું. પણ "જો હું શું કરૂં? લોકની પાસે ઉધારે રકમ માગવા જઇએ અને કોઇ "હા ના ક્હે એટલે આપણી પ્રતિષ્ઠા કોડીની થઇ જાય. આજ સુધી "મ્હેં કોઇની પાસે કાંઇ માગ્યું નથી."

"ત્યારે તેમાં શું થઇ ગયું જે? આજ તો રાત પડવા આવી "છે, પણ કાલ હું દાગીના આપું તે વેચી આવો એટલે વગરમાગ્યે "અને વગર સપાડે બધી રકમ ઉભી થશે."

"શરીર ઉપરથી દાગીના ઉતરશે તે જગત જાણશે ને આપણી "સાખ કોડીની થઇ જશે."

"ત્યારે કામે અલંકાર ઉતરશે તેનું પુણ્ય તમને છે, અને એ "પુણ્યે આથી સોગણા અલંકાર પ્હેરાવવાનો કાળ આવશે. બ્હેનને "સારુ આપણે અલંકાર ઉતારીશું તો આપણી પ્રતિષ્ઠા કોડીની મટી "કોટિલક્ષની થશે."

"પણ વેચવા જઇશું તો સોના સાઠ ઉપજશે."

"એટલી ખોટ ઇશ્વર પૂરી ર્‌હેશે."

"વ્યવહારની વાતમાં ગે ઈશ્વર આપી ર્‌હેશે કહી કામ કરવું એ "ડ્હાપણ નહી."

ગુણસુંદરી હશી પડી. "ત્યારે તો નકામી જ વાતોમાં ઈશ્વ- "રને ફોસલાવવાના કે?"

વિદ્યાચતુર હાર્યો. "ના, પણ મને લાગે છે કે સઉ દાગીના "ગીરો મુકિયે."

"એમ કરો ત્યારે."

"પણ આ કામ જ કંઇ કરવા જેવું નથી."

"કેમ?"

"જગતમાં મૂર્ખ ઠરીશું."

"જગત જખ મારે છે. આપણે ક્યાં યશનેવાસ્તે કરિયે છિયે?"

"પણ ઘરમાં કોઇને ખબર પડી તો આ કામ કરવા નહી દે."

"એ વાતની ચિંતા ન કરવી. સઉ થઇ રહ્યાં પછી જ જાણશે."

"પણ તમારા અલંકાર ઉતારવા એ મ્હારો ધર્મ નહી. હું બીજો "ગમે તે રસ્તો ક્‌હાડીશ."

"શું તમે મને તમારાથી જુદી ગણો?" દયામણું મ્હોં કરી ગુ. ણસુંદરિયે પુછ્યું.

વિદ્યાચતુર ઉભો થઇ બોલ્યો: "ના, ના, જુદી તો શું? પણ "જોઇશું." તે કપડાં પ્હેરવા લાગ્યો.

ગુણસુંદરિયે બેઠાં બેઠાં તેનો હાથ ઝાલી ઉભો રાખ્યો અને બોલી "ત્યારે જુદી નહી તો આ બીજું શું?"

હાથ છુટો કરી અંગરખું પ્હેરતો પ્હેરતો વિદ્યાચતુર બોલ્યો: "ના, ના, એવા શા કુતર્ક કરે છે? હવણાં તો જરા દરબારમાં જઇ "આવું છું. સઉ થઇ રહ્‌હેશે—વખત આવ્યે."

ગુણસુંદરી ઉભી થઇ, પાઘડી લેઇ આવી, અને તે પતિને માથે મુકતી મુકતી બોલી: "વખત બખત કંઇ આવવાનો નથી. સઉ વાત "કાલ્ય કરવાની છે. તમારે ચાલવાનું નથી."

"જોઇશું, જોઇશું"—વિદ્યાચતુર દાદર ઉપર ઉતરવા લાગ્યો. ગુણસુંદરી તેના અંગરખાની ચાળ ઝાલી રહી અને ઉતરતો અટકાવ્યો.

"ના, તે "જોઇશું, જોઇશું" નહી. મ્હારા સમ ખાવ."

"મુક, મુક, નીચે વડીલ ઉભા છે તે જોશે."

ગુણસુંદરિયે અંગરખું મુક્યું અને મુકતાં મુકતાં બોલી: "ઠીક, "હવણાં તો જાવ છો—પણ આખર મ્હારું જ ધાર્યું કરીશ. હજી "એક રાતનો આંતરો છે."

વિદ્યાચતુર દાદરપર ઉતરવા લાગ્યો. જતાં જતાં મનમાં બોલ્યો: "ઈશ્વરની કૃપા વિના સત્સ્ત્રી ક્યાંથી મળે! સત્સ્ત્રી હોય પણ આવી "કુટુંબવત્સલ અને સત્કર્મમાં આમ ધાર્યું કરનારી તે તો દુર્લભ જ! "ગુણિયલ! ત્હારા મનોરથ ઉંચા અને પરોપકારી છે, એ મનોરથ "પાર પાડવામાં ત્હારો આગ્રહ અને ત્હારું બળ અમને સઉને હરાવે "છે!"—"તું ધાર્યું કરનારી—તું સઉને ત્હારા ગુણથી અને બુદ્ધિથી "અને કર્મથી સઉને જીતનારી!—તે મને મળી—માટે જ મ્હારા ઉ- "પર ઈશ્વરની કૃપા છે. દ્રવ્ય કરતાં, રાજપદવી કરતાં, ત્હારારૂપી ર- "ત્નના ધણીને અભિમાન કેમ ન ચ્હડવું જોઇએ?

"Sweet stream that winds through yonder glade,

સ્મરણશક્તિને હલમલાવી આ કવિતાનું અનુસંધાન સંભારી ક્‌હાડ્યું. નદીની ઉપમેય સત્સ્ત્રીનું ઉપમનન સંભારવા માડ્યું.

"Silent and chaste she steals along,
* * "With gentle yet prevailing force,
"Intent upon her destined course,
"Graceful and useful all she does,
"Blessing and Blest where'er she goes,
"Pure-bosomed as that watery glass,
"And heaven reflected in her face."*

"મ્હારી ગુણિયલ પણ આવી જ કલ્યાણમૂર્તિ છે!"

વિદ્યાચતુર ગયો.

ગુણસુંદરી નીચે ઉતરી ને માનચતુરે પુછ્યું.

"કેમ ગુણસુંદરી! આ આંકડાવાળાઓ ફેરા ખાય છે તેનું ત-"મારી નણંદ પતાવશે કે નણદોઇ? ક્‌હેતાં'તાંની કે આપણે માથે "નહી પડે?"

"ના જી, નહી પડે આપને માથે."

"ત્યારે કોને માથે પડશે? આંકડાવાળા મુકી દેવાના હતા?"

"આપે પરિણામ થયે જોઇ લેવું. નણંદ નણદોઇ નહી આપે "ત્હોયે તમારા ઘર ઉપર ભાર નહી પડે." વધારે પુછાપુછ અટકાવવાના હેતુથી ગુણસુંદરી ચાલી ગઇ અને કામમાં પરોવાઇ.

ડોસો હડપચી ચંચવાળતો ઉભો રહ્યો.

"આણે હવે પલ્લું આપવું નક્કી ધાર્યું. એનું પલ્લું નીકળે એ-"ટલે મ્હારા ઉપર ભાર ન પડવાનો એવો એના બોલવાનો મર્મ સ-"મજવો. એ મ્હારી પાસે સાચું બોલી—કેમ જુઠું ક્‌હેવાય? સાચું "બોલી એણે મને છેતર્યો. એ પલ્લું આપવા ઉભી થશે એ કલ્પના "પણ કેમ થાય? કલ્પના ન થઇ તે હવે ખરું પડવા વખત આવ્યો. "એની કુલીનતાથી હદ વળી ગઇ. નણંદની દીકરી પરણાવવા ભો-"જાઇ આપ પલ્લું ક્‌હાડે એ અપૂર્વ વાત—જુની આંખે જોવાનો નવો "ખેલ! હું એ થવા દેવાનો નથી. એ આટલી કુલીનતા બતાવે—"ઉદારતા બતાવે—ને મ્હારા ઘરનાં ગધેડાં તે સમજે પણ નહી! પણ "હું યે સમજ્યાં છતાં ન સમજ્યા જેવો રહું તો હું તો ગધેડાનો "સરદાર!"

---

* Cowper.

"પલ્લું કરવાનો ધારો ઘરડાઓ કરી ગયા તે એટલા સારુ કે "ધણી ન હોય ત્યારે પલ્લાવાળી પગ ન ઘસે: આ રાંડ દીકરી! એનો "ધણી જીવતાં બશેરિયો ભાઇનો માથે પડી છે તો ધણી ન હોય તો"— એવું છેક અપશકુનિયાળ ન બોલવું ગણી ડોસો અટક્યો. "એનું પલ્લું "એને શા કામમાં લાગવાનું છે? એનું પલ્લું અખમ રહે ને ગુણસું- "દરી કુમારીને પરણાવવા પલ્લું આપે! જો જો! બ્રહ્માને ઘેર અં- "ધારું વળી ગયું છે તે! ગુણસુંદરી ભુખે મરે તો **સાહસરાય** એને "ઝેર ખાવા કોડી સરખી આપવાનો હતો? અને દુઃખબાનું પલ્લું "અત્યારે ગુમડે ઘસી ચોપડવા કામનું નહી! એમ હું નહી થવા દેઉ!"

"આવો ધારો પડવા જ દેવો નહી! હજી તો ચંચળને પણ છો- "કરાં છે! એમનાં છોકરાંથી મ્હારું ઘર શું ઉઘડવાનું હતું? હજી "તો ગુણસુંદરી બાર વર્ષનાં બેઠાં છે! જો બીચારીએ પાપ કર્યું તે!"

ડોસો પોતાને ઠેકાણે ગયો. રાત્રે સઉ સુઇ ગયાં ત્યારે **સાહસ-રાયને** બોલાવ્યો અને ગુણસુંદરી એને સારુ પલ્લું આપવા ઉભી થઇ છે તે સમાચાર કહી ધમકાવ્યો. **સાહસરાય** શરમાયો, ગળગળો થઇ ગયો, અને બોલ્યો: "હું શું કરું? મ્હારી પાસે ઝેર ખાવા જેટલું "નથી? મને બહુ લાગે છે. તમે જે રસ્તો બતાવો તે પ્રમાણે કરું." ડોસાએ દુઃખબાનું પલ્લું ગીરો મુકી પૈસા આણવા કહ્યું. **સાહસરાય** નિઃશ્વાસ મુકી ક્હે: "એટલું મ્હારા હાથમાં હોય ત્યારે જોઇયે શું? "મ્હારી આબરુ સાચવવા માગ્યું ત્યારે પણ ન આપ્યું. જો એ પલ્લું "મને કામમાં આવ્યું હત તો મ્હારે આ વખત શું કરવા આવત? "બે આને તો શું પણ એક આની પતાવે એવા મ્હારા લ્હેણદારો "છે ને પલ્લું મળે તો હું કોઇની મદદ શીવાય ધંધો ચલાવું. જો "તમને આપે તો મ્હારી ખુશી છે." **માનચતુરને** **સાહસરાયની** દયા આવી અને "રાંડઅન્યાયી" દીકરી ઉપર તિરસ્કાર ઉપજ્યો. દીકરીને બોલાવી, ગુણસુંદરીના પલ્લાની વાત કહી, અને **સાહસરાયને** ધમકાવ્યો તેથી વધારે એને ધમકાવી પાણીછલ્લી કરી નાંખી. "રાંડ, "એક વિવેક તો કર!—તે લે એવી નથી—પણ તું વિવેકમાંથી પણ "ગઇ!—ક્યાં મુક્યાં છે ત્હારાં ઘરેણાં?"

દુઃખબા બોલી નહી.

ડોસો ખાવા ધાતો હોય તેમ બોલ્યો: "બોલવું નથી? કેમ? "ઉઠો, **સાહસરાય**, મને ખબર છે તે બધું લેઇ લઇએ છિયે."

દુઃખબા ભડકી, ઉઠી, અને જે પેટીમાં દાગીના હતા તે ઉપર

નજર ન જાય એમ તેની આડે ઉભી રહી. ડોસો ચેતી ગયો કે આ પેટીમાં દાગીના છે એટલે અચિંત્યો, આંખો ક્‌હાડી, કુદ્યો, અને દુઃખબાનું ગળું ઝાલી, ઓઠ પીસી બોલ્યોઃ “કેમ, હાથે આપે છે કે અમે “લઇયે?”

બ્હીનેલી દુઃખબાએ પેટી ઉઘાડી સઉ દાગીના બાપના હાથમાં મુકયા. સસરો જમાઇ તે લેઇ ત્યાં આગળથી ચાલ્યા ગયા. દુઃખબાએ આખી રાત રોવામાં ઉજાગરો કરી ક્‌હાડી. પ્રાતઃકાળે ડોસો અને સાહસરાય છાનામાના ગામમાં જઇ દાગીના ગીરો મુકી આવી દ્રવ્ય લેઇ આવ્યા.

આણીપાસ તે જ વખતે ગુણસુંદરીએ પણ પોતાના શરીરપરથી અલંકાર ક્‌હાડી વિદ્યાચતુરને આપ્યા અને વિદ્યાચતુરે તે લેઇ પોતાની પેટીમાં મુકયા. અલંકાર વિના અડવી થયેલી પત્નીના સામું જોઇ રહ્યો.

“ગુણિયલ! આ અલંકાર ઉતારી ત્‍હારા મનમાં કાંઇ દુઃખ નથી “થતું? ત્‍હારા મ્હોંપર શોકની છાયા દેખાય છે, ત્‍હારા ગાલ ઉપર દુઃ“ખના શેરડા પડ્યા છે; હશે, હવે ત્‍હારો મમત રહ્યો, જાણ્યે અ“જાણ્યે અલંકાર આપવાનું બોલાઇ ગયું તે ત્‍હેં પાળ્યું. તમાચો મારી “તું ગાલ રાતો રાખે છે. હશે, એટલાથી જ હું પ્રસન્ન છું. તું મ્હોંયે “ક્‌હે નહી પણ મનમાંથીએ તને દુઃખ થાય એટલું હું ઇચ્છતો નથી. “ચાલ, હું આટલાથી પ્રસન્ન છું—લે, આ અલંકાર પાછા પ્હેર! એના “વિના તું શોભતી નથી.”

ગુણસુંદરી સ્મિતહાસ્ય કરવા મંડી ગઇ.

“જો તમે ક્‌હો છો એવીજ મ્હારા મનની સ્થિતિ હત તો આ “વચન દાઝ્યા ઉપર ડ્હામ જેવાં થાત એમાં ના નહી. પણ મ્હેં “જે કર્યું છે તે તો તમને પણ પ્રસન્ન કરવા નથી કર્યું. મમત તો “મ્હારે એટલો ખરો કે મ્હારું ધાર્યું કરવું, તે થયું. કુમારી પરણી “અને તમને અલંકાર આપ્યા. એટલું મ્હેં ધાર્યું હતું તે થયું. આ “કામ કંઇ તમારી ખુશામત કરવા ન્હોતું કર્યું. અલંકાર વિના હું શો“ભતી નહી હઉં એ વાત તો ખરી હશે—રૂપ ગુણ વગરની સ્ત્રીને “રૂપની ખોટ પુરી પાડવાને જ અલંકાર છે. પણ મ્હારા ચતુર! “ચતુર થઇ કેમ ભુલો છો? આપણે તો છોકરવાદીમાં પરણ્યાં હતાં. “તમે મ્હારા રૂપ ગુણને કે અલંકારને પરણ્યા ન્હોતા. એક મ્હારી “જાતને પરણ્યા હતા. કદ્રૂપી કે ગુણહીન જેવી તેવી તે હું જ—હવે તો

"જેવી તેવી હું, પ્રભુ, દાસી તમારી!
"કરુણાસિન્ધુ! લ્યો જ નીભાવી!*

આ નાટક કરતી કરતી ગુણસુંદરી અતિશય સુંદર દેખાઇ. હાથે સૌભાગ્યકંકણ એ જ અલંકારમાં હતું; શરીરે સ્વચ્છ અને સુંદર એક વસ્ત્ર; પ્રાતઃકાળમાં કપાળે ચંદ્રલેખા જેવી આડ કરેલી તે જ; કેશ કંઇક ચળકતા અને કંઇક છુટા દેખાતા હતાઃ બાકી નખથી શિખ સુધી ગોરું લલિત અંગ—એકલે મ્હોંયે નહી પણ નખથી શિખ સુધી—સ્મિત કરવા લાગ્યું, મધુર મધુર હસતું લાગ્યું. ચળકતા ભવ્ય કપાળમાં, સ્નિગ્ધ આંખોમાં અને ચંચળ કીકિયોમાં, ખંજનવાળા ગાલમાં, મલકતા ઓઠમાં, જેમાંથી તેજના અંકુર ફુટતા હતા એવી દંતકલિકાઓમાં, અલંકારશૂન્ય લાંબી દેખાતી કમ્બુકંઠીની કોટમાં, કાંચળી વિનાના લાંબા કમળનાળ જેવા હસ્તના અવર્ણ્ય વિલાસમાં, સૂક્ષ્મ વસ્ત્રમાં ઢંકાઇ પાંખ ફફડાવતા ચક્રવાકની જોડ જેવા વિલાસી વિલાસસંજ્ઞાથી ભરેલા સૂચક પયોધરયુગલમાં, કૃશોદરમાં, વસ્ત્રપટમાંથી દીસી આવતા બન્ધુર ચરણાકારમાં, અને અન્તે પગની કોમળ ન્હાનીમાં પણ, સર્વત્ર પ્રસન્નતા પ્રસન્ન થઇ સ્ફુરતી હતી; અને તેનો ઉપભોગ કરનાર ચતુર વિદ્યાચતુર, જડપદાર્થના અલંકાર છોડી, ચેતન શરીર અને ગુણની મધુરતાનો રસ નિરંકુશ પ્રીતિથી પીવા લાગ્યો. એ ગુણસુંદરી સામું જોઇ રહ્યો, ઉભો થયો, અને ખભે હાથ મુકી, એના સામું જોતો જોતો મનમાં ગાવા લાગ્યો:

सितांशुका मंगलमात्रभूषणा ।
मम प्रसन्ना वपुषैव लक्ष्यसे ॥

અત્યંત બળથી હૃદયદાન દેઇ ગુણસુંદરીને પોતાના કબાટ પાસે લેઇ ગયો. કબાટ ઉઘાડી, અંદર રુપિયાની ભરેલી કોથળી દેખાડી, વિદ્યાચતુર હસતો હસતો બોલ્યો: "ગુણિયલ, ત્હારા ગુણની સીમા જો-
"વાને અને અલંકાર વિના પણ એકલા રૂપગુણથી જ તું મને સુંદર
"લાગે છે કે નહી તે જોઇ લેવાનું મન થવાથી આટલું કર્યું—બાકી
"બ્હેનના ખરચ સારુ રુપિયા તો ઈશ્વરે મને આપેલા જ છે. ત્હારા
"અલંકાર તો પ્હેર જ!"

શરમાતી શરમાતી પણ ભુજમંડળમાં લીન થતી આર્યાએ ઉત્તર ન આપ્યો.

---

* એક ભજન ઉપરથી.

આખરે અલંકાર પ્હેર્યાં વિના જ નીચે ચાલી ગઇ. તે પછી થોડીક વારે **માનચતુરે** **વિદ્યાચતુરને** બોલાવ્યો અને લગ્નમાં શું શું ખરચ થયું છે, કોને કોને કેટલા રુપિયા આપવાના છે વગેરે તપાસ કરી, અને બધી હકીકત જાણી લીધી. જમી કરી **વિદ્યાચતુર** બ્હાર ગયો એટલે **સાહસરાયને** સાથે લેઇ, સઉને ઘેર જઇ વિદ્યાચતુરને નામે ડોસો નાણાં ભરી આવ્યો અને ખાતાં પુરાં કરાવી આપ્યાં. જ્યારે કેટલાક દિવસ વીતવા છતાં લોકો ઉઘરાણી ન આવ્યા ત્યારે છેવટે તપાસ કરતાં **વિદ્યાચતુરને** માલમ પડયું કે **સાહસરાય** અને **માનચતુરે** સઉના આંકડા ચુકવી દીધા છે. પોતાનું ધાર્યું સિદ્ધ થયાથી **માનચતુરનો** આત્મોદ્રેક તૃપ્ત થયો. એ સર્વ એના સ્વભાવપ્રમાણે થયું.

ગુણસુંદરીના કુટુંબમાં સર્વ વાતે હવે સિદ્ધિ થઇ અને એ કુટુંબનો સંસાર ચીલે પડયો. માત્ર કોઇ કોઇ પ્રસંગે કંઇ નવાજુની થતી હતી. જેમકે ગુણસુંદરીને સારુ કંઇ આણ્યું હોય તો કુટુંબનાં બીજાં માણસોમાં તણાઇ જતું. એનાં મ્હોટા મનને તેથી વિનોદ જ મળતો. પરંતુ આવી આવી સર્વ બાબતોથી માત્ર એકલો **માનચતુર** નાખુશ ર્‌હેતો રહ્યો. એ હમેશ ક્‌હેવત ક્‌હેતો કે "ડાહી વહુ રાં-
"ધણાં રાંધે અને ડાહ્યો દીકરો દેશાવર ભોગવે." એને હવે સ્પષ્ટ લાગ્યું કે ગુણસુંદરીને આ જંજાળમાંથી છુટી કર્યા વિના સંસારનું ખરું સુખ એ ભોગવી શકવાની નથી. આટલી ન્હાની વયમાં વૃદ્ધ ડોસીપેઠે તેને સદા જંજાળમાં જ રાખવી એ કામ ડોસાને કૃતઘ્ન લાગ્યું.
"મ્હેં જુવાનીનું સુખ જોયું છે, સઉને સુખ ભોગવવા મન તો થાય
"પણ એ મ્હોટા મનની છે તે મનમાં આણે નહી. એને સારુ વેણી
"આણી તે **મનોહરી** લેઇ ગઇ, વીંટી આણી તે દુઃખબાએ પટકાવી,
"પલંગ આણ્યો તે ચંડિકાના રંગમ્હેલમાં ગયો—કર્કશાને આટલાં
"મ્હોટાં છોકરાં થયાં ત્હોયે પલંગ જોઇયે! અને એને સારુ કાચની હાં-
"ડિયો આણી ત્યારે મ્હારી ડોસલી દેવમંદિરમાં લેઇ ગઇ! બધાંને બધું
"જોઇયે—ગુણસુંદરી ઘરડી તે એને કાંઇ જોઇયે નહી—એને કશાનું
"મન જ ન થાય! ગાનચતુરને ભાન જ નથી કે હવે સ્વતંત્ર ક-
"માઇ થઇ ત્યારે ભાઇના ઉપરથી ભાર ઓછો કરવો! ભાઇને કચરી
"નાર! જુદો ર્‌હે તો એને ખોટું દેખાય એવી તો એની બુદ્ધિ! હવે
"તો કંઇ નહી, **સાહસરાયે** ધંધો કરવા માંડયો છે ત્યાં દુઃખબાને મો-
"કલી દ‌ઇશું, અને હું આ બધાં ઢોરને હાંકી સાથે લેઇ જાઉં **મનોહ**-

"રપુરીમાં; ગામડું ગામ ને ખરચ પણ ઓછું, ને અહિંઆં આ
"છુટી થાય. માટે એ તો સિદ્ધ! હું નહી સમજું ત્યારે કોણ સમજશે."

**માનચતુરે** ધીમે ધીમે ધારેલું કામ પાર ઉતારવા યુક્તિઓ કરવા માંડી. પ્રથમ તો એ કામ કર્યું કે **સાહસરાયને** પરદેશમાં હરકત પડે છે એવું નિમિત્ત ક્‌હાડી દુઃખબાને એના પરિવાર સાથે વીદાય કરી દીધી; અને **સાહસરાય** રત્નનગરી આવ્યો હતો ત્યારે વાતચીતમાં સસરાપાસેથી બુદ્ધિ પામ્યો હતો તેનો ઉપયોગ કરી ધંધો ચલાવી શકતો હતો, એટલે દુઃખબા એને ભારે ન પડી. તે પછી સમજાવી સમજાવી **ગાનચતુરને** જુદો ક્‌હાડ્યો અને ગુણસુંદરીએ તેમ ન થવા દેવા આગ્રહ કર્યો તે નિરર્થક થયો. વિદ્યાચતુરની પાડોશમાં જ બીજું ઘર **ગાનચતુરનું** રખાવ્યું અને ગુણસુંદરીએ પોતાના ઘરમાંથી બન્યું એટલું રાચરચીલું તેમાં નીવડાવ્યું. એમ કરતાં કરતાં **માનચતુરને** શરીરે કાંઇ સહજ અસુખ ર્‌હેતું થયું તેનું નિમિત્ત ક્‌હાડી પાણીફેર કરવાને મિષે **માનચતુર** ધર્મલક્ષ્મીને તથા **ચંચળને** એના વિસ્તાર સાથે જોડે લેઇ **મનોહરપુરી** ર્‌હેવા ગયો. ગુણસુંદરીના ઘરમાં હવે માત્ર પોતાનું કુટુંબ તથા સુંદરગૌરી એટલાં જ રહ્યાં.

આવી રીતે પક્ષિયો પ્રાતઃકાળે ઝાડપરથી વેરાઇ જાય તેમ ગુણસુંદરીના ઘરમાંથી સર્વ જતાં રહ્યાં અને તે એકલી પડી. ઘણાક દિવસ તેને ઘર શૂન્ય લાગવા માંડ્યું અને ઘણીક વખત તે એકલી એકલી સઉને સંભારી રોતી. અનુકૂળ પડ્યે **મનોહરપુરી** જઇ આવતી પણ ખરી.

આમ એકલી પડી તે પછી પણ એને ઘણા ઘણા અનુભવ વીત્યા. કુમુદસુંદરી પછી બે વર્ષે કુસુમસુંદરી જન્મી. ત્યાર પછી એને કંઇ સંતતિ ન થઇ. પોતે જરા વધારે મ્હોટી થઇ ત્યાંસુધી પ્રસંગે એમ થતું કે એક પુત્ર હોય તો સારું. પણ સત્પતિ, સદભ્યાસ, સદનુભવ, અને સદ્બુદ્ધિને બળે એ અસંતોષ મટી ગયો. કેટલાંક વર્ષે એવાં વર્ષ આવ્યાં કે કુટુંબમાંથી એક પછી એક એમ સઉ માણસ ગત થવા લાગ્યાં. પ્રથમ ધર્મલક્ષ્મી, પછી **ચંચળ**, પછી **ચંચળનાં** સર્વ છોકરાં, તે પછી દુઃખબા, તે પછી ગાનચતુર, અને આખરે **ચંડિકા**: એ સર્વ માણસ ધીમે ધીમે યમરાજના નગર ભણી ચાલ્યાં ગયાં. જુદે જુદે પ્રસંગે તે સઉના મંદવાડમાં, મરણકાળે, અને તે પછીનાં ક્રિયાખરચને સમયે, ગુણસુંદરીને, કાળજું કઠણ કરી, રોતે રોતે એકલે હાથે કામ કરવું પડ્યું. હાલમાં વિદ્યાચતુર અને ગુણસુંદરી બે જાતે જ

રત્નનગરીમાં રહેતાં, કુમુદસુંદરી સાસરે જતી રહી, સર્વ ગયા છતાં વૃદ્ધ માનચતુર ઘણાક ધા ખમી જીવતો હતો અને મનોહરપુરીમાં રહેતો હતો તેની ચાકરી કરવા વૃદ્ધાવસ્થાને આંગણે આવેલી સુંદર પણ મનોહરપુરી જ રહેતી હતી અને વેશકેશનો ત્યાગ કરી પૂર્ણ વિધવાવ્રત પાળતી હતી. હરિપ્રસાદે ભણવું છોડી નોકરી લીધી હતી અને કુટુંબની જંજાળ વધ્યાથી મનોહરી, છોકરવાદી છોડી, માણસાઇમાં આવી હતી અને પરદેશમાં રહી કાકીજી સાથે પત્રવ્યવહાર રાખતી અને એને જ માને ઠેકાણે ગણતી. આ સર્વ અનુભવથી ગુણસુંદરીનું હૃદય હતું તેના કરતાં હજારગણું કોમળ અને વત્સલ બની ગયું હતું. પાછલો કાળ તેની કલ્પનાશક્તિ પાસે તાદૃશ ખડો થતો, અને મૃત્યુના પડદા પાછળના અરણ્ય જેવા એકાંત ભાસતા પ્રદેશને વાસ્તે તેને તત્પર કરી રાખતો.

ભદ્રેશ્વર જવા સુવર્ણપુરથી આવનારી દીકરીને મળવા આતુર માતા, મનોહરપુરીમાં પોતાના ઉતારામાં ઉંચી ઓસરીમાં ઉભી ઉભી આથેની ભાગોળ ભણી નજર નાંખતી હતી તે પ્રસંગે પોતે, રત્નનગરીના ઉત્તમ પ્રધાનની પત્નીનું વર્તમાન પદ ભુલી, આવી આવી જુની કુટુંબવાર્તા હૃદયમાં ખડી કરી, “ મ્હારી આ બે પુત્રિયોને લલાટે પણ “ શા શા લેખ લખ્યા હશે અને જ્યારે આટલાં બધાં મ્હારાં માણસ “ મ્હારાં મટી ચાલતાં થયાં ત્યારે આમાં પણ કોને કોનું કહેવું ?” એવા વિચાર કરી, આંખમાં ઝળઝળિયાં આણતી હતી અને એને આવકાર દેવા ઉતારાની આશપાશ તરવરતી ગરીબ વસ્તી એની આંખ આગળ ઝાંઝવાના જળપેઠે માત્ર તરતી લાગતી હતી.

---

## પ્રકરણ ૬.

### મનહરપુરીમાં એક રાત્રિ.

મનોહરપુરીમાં ગુણસુંદરીના ઉતારાનું મકાન ગામડાના પ્રમાણમાં મ્હોટું અને સોઇવાળું હતું. માનચતુરને વાસ્તે, સુંદરગૌરીને વાસ્તે, ગુણસુંદરીને વાસ્તે, અને ચંદ્રકાંતને વાસ્તે, સોઇદાર જુદા જુદા ઓરડા હતા. તે શીવાય રસોડાનો ખંડ, જમવાનો ખંડ, પાણીનો તથા ન્હાવાનો ખંડ, એ પણ નીરનીરાળા હતા. વળી પાછળ એક વાડો અને આગળની ઓસરી એ તો જુદાં જ હતાં.

જે વખતે સરસ્વતીચંદ્ર અર્થદાસની સાથે ઘાસમાં પડ્યો હતો તે વખતથી તે છેક સંધ્યાકાળ સુધી ગુણસુંદરી, ઓસરીના ઓટલાપર એક આડી વળી સીડી દીધેલી હતી તેને અઠીંગી, રસ્તાપર નજર કરતી, ઉભી હતી. હજી દિવસ બરોબર આથમ્યો ન હતો અને ગામ બ્હાર આઘે ઉંચાં ઝાડના શિખરઉપર સૂર્યનાં કિરણ પાછાં પગલાં ભરતાં જણાતાં હતાં. નીચે આવતી જતી વસ્તીના છુટા છુટા પ્રશ્નને તે ભાગ્યા તુટચા ઉત્તર આપતી હતી પણ તેનું ચિત્ત ભાગોળ ભણીનો માર્ગ અને પોતાના કુટુંબનો ભૂતકાળ એની વચ્ચે ફેરા ખાતું હતું. છેક સાયંકાળ પડ્યો અને ચારે પાસ અંધારાની પછેડી પથરાવા લાગી ત્યારે ગામને પાધરેથી બે સ્વાર દોડતા દોડતા આવતા જણાયા ને ગુણસુંદરીની આંખ ચમકી હોય તેમ તેમની જોડે દોડવા લાગી અને પોતાની પાસે પાસે આવવા લાગી. બધે ઠેકાણે માર્ગ મેળવી, સઉનું કૌતુક ખેંચતા ખેંચતા, એ સ્વાર આવી પ્હોચ્યા; અને પ્રથમ તેમના પોશાક ઉપરથી અને આખરે નજરે નજર મળતાં તેઓ ઓળખાયા. એ સ્વાર સુવર્ણપુર મોકલેલા અબ્દુલ્લા અને ફતેહસિંગજી હતા; છેક ઓસરી આગળ આવી ઘોડાપરથી જ ફતેહસિંગજીએ ગુણસુંદરીના હાથમાં ચીઠ્ઠી મુકી તે તેણે એકદમ ફોડી અને વાંચી.

"તીર્થરૂપ અખંડ સૌભાગ્યવતી માતુઃશ્રી,

"હું આજ સંધ્યાકાળે નીકળી કાલ સવારે આપના ચરણારવિં-
"દને ભેટીશ. સઉ સમાચાર સ્વારો ક્‌હેશે તેથી જાણજો. અત્રે મ્હારા
"તીર્થરૂપ શ્વસુરજી કારભારી થયા છે અને જુના કારભારી બદલાયા છે.
"મ્હારાં સાસુજીએ તથા નણંદે આપને બહુ બહુ બોલાવ્યાં છે. હું
"અત્રે છું તો સુખી, પણ મ્હારું હૈયું આજ ભરાઇ આવે છે તે કાલ
"તમને મળીશ ત્યારે ખાલી કરીશ. વડીલને અને કાકીને મ્હારા
"દંડવત્પ્રણામ ક્‌હેજો અને બ્હેનને આશીર્વાદ. પિતાજી તો રત્ન-
"નગરીમાં હશે."

"ચૈત્ર સુદ બીજ."  "લા૦ ચરણરજ કુમુદના દં. પ્ર."

કાગળ વાંચે છે એટલામાં માનચતુર, સુંદરગૌરી, કુસુમસુંદરી, ચંદ્રકાંત વગેરે મંડળ ભરાઇ ગયું; કાગળ લેઇ ફરી ફરી કુસુમસુંદરીએ મ્હોટેથી વાંચ્યો, અને એક પછી એક એમ સઉએ વાંચી જોયો. ચંદ્રકાંતે પણ હાથમાં લીધો, અને આ અક્ષર સરસ્વતીચંદ્રના હાથમાં જોવાનો અભ્યાસ સરત આવતાં ઉકળતા અંતઃકરણમાં નિઃશ્વાસ નાંખી, પાછો આપ્યો. તેટલામાં ગુણસુંદરી એક પાસથી "હૈયું ભરાઇ આવે

"છે તે ખાલી કરીશ" એ શબ્દો મનમાં ફરી ફરીને આણી હજાર તર્ક કરવા લાગી, અને બીજી પાસથી સ્વારોને સુવર્ણપુરના, વ્હેવાઇના, જમાઇના, અને દીકરીના સમાચાર પુછવા લાગી. અંતે સ્વાર રજા લેઇ ચાલ્યા ગયા, રાત્રિ એકદમ જગત ઉપર તુટી પડી, ઠેકાણે ઠેકાણે દીવાઓમાં તેજ આવ્યું અને તેનો છિન્નભિન્ન પ્રકાશ સ્ફુરવા લાગ્યો. ચારપાસની વસ્તી ધીમે ધીમે રજા લેઇ વેરાવા લાગી અને પોતપોતાના ઘરભણી પ્રધાનપત્નીની સુજનતાની વાતો કરતી વળી. તેમનો અને છોકરાંનો કોલાહલ અંધકારમાં પળવાર ગાજી રહ્યો, અને થોડાકમાં શાંત થયો. રાત્રિ એકલી જ રહી લાગી. વાળુનો વખત થયો અને **માનચતુરે** આજ્ઞા કરી કે આજ તો સ્ત્રીમંડળે પણ મ્હારી સાથે જ બેસવું કે ઘણે દિવસે એકઠાં જમવાનો લાભ મળે. સઉ વાળુ કરવા બેઠાં. એક ગરીબ માબાપ વગરની છોકરી ગુણસુંદરીએ ઉછેરી **મનહરપુરીમાં** મ્હોટી કરી હતી તે પણ પાસે બેઠી. **માનચતુરને** ગામડાનાં ગીતોનો રસ હતો તેથી તેણે કહ્યું એટલે વાળુની સાથે તે છોકરીએ ગીત ગાવા માંડ્યું તેમાં સઉ લીન થઇ ગયાં.

"ગુણસુંદરીબા, સાંભળજો, દીકરી સાસરેથી સંદેશો ક્હાવે છે.

"જઇ ક્હેજો મા ને બાપ, દીકરી તમારી રે,
"મરી ગઇ સાસરિયામાંય પરદેશ નાંખી રે; જઇ૦ ૧
"નણદી દેછે મ્હેણાં રોજ, સાસુ સંતાપે રે,
"મ્હારો માવડિયો ભર્તાર કાળજ કાપે રે; જઇ૦ ૨
"ક્હાડું અંતરની હો વરાળ કોની પાસે રે ?
"કરું હું કુવો કે તળાવ ? મન મુઝાયે રે. જઇ૦ ૩
"મ્હારો જીવવામાં નથી જીવ; પણ ઓ માડી રે !
"તને મળવા તલસે જીવ, નથી તું જતી છાંડી રે. જઇ૦" ૪

કુમુદસુંદરીનો કાગળ મન આગળ તરતો હતો તેવી ઘડિયે આ ગીત ગુણસુંદરીને ચિત્તવેધક થયું. તેની આંખ સુધી આંસુ ઉભરાયાં અને મ્હેણાકળી જેવી તે થઇ ગઇ. "પરદેશ નાંખેલી દીકરીની આ "દશા ! કોઇની પાસે મનની વરાળ ક્હાડવાની નહી ! સુંદરભાભી, કુ"મુદનો કાગળ વાંચ્યા પછી મારું કાળજું કહ્યું નથી કરતું. ગા, છો"કરી, ગા." છોકરીએ જરા વધારે લ્હેંકારી બીજું ગીત ગાવા માંડ્યું અને તેની સાથે ગુણસુંદરીનું હૃદય વલોવાઇ જવા લાગ્યું, વીંધાઇ જવા લાગ્યું, અને તે શુન્મ જેવી બની સાંભળવા લાગી. અન્નનો કોળિયો તેના હાથમાંનો હાથમાં જ રહી ગયો. છોકરી બોલી.

"માવડી! એક છોડી સાસરાની બારિયે એકલી બેઠી બેઠી પિય-
"રની વાટ ભણી જોઇ જોઇ નીસાસા મુકે છે ને રસ્તામાં જનાર
"સાથે ક્‌હાવે છે.

"મ્હારા પિયરનો આ પંથ, નજર ન પ્હોચે રે,
"મ્હારું હૈયું ઘડીમાં આજ પિયર ભણી દોડે રે. મ્હારા. ૧
"ઓ આ મારગ જાનાર! પિયર મ્હારે જાજે રે,
"જઇ ક્‌હેજે મા ને બાપ, દીકરી સંભારે રે. મ્હારા. ૨

ગુણસુંદરીએ નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મુકવા માંડ્યા.

"ઓ વાદળના ઉડનાર! પંખી! ઉડજે રે,
"મ્હારે પિયર પરવડી ત્યાં જ જઇ ક્ષણું ર્‌હેજે રે. મ્હારા. ૩
"પંખી બેસજે પિયરને મોભ મ્હોટે મળસ્કે રે,
"મ્હારાં માબાપ ચોકની મધ્ય ઉભાં હોશે રે. મ્હારા." ૪

ગુણસુંદરી ગળામાં રોતી સંભળાઇ.

"મ્હારા બાપ તે ચૌટે જાય, માવડી પુછે રે—
"પુછતા આવજો નક્કી આજ કે દીકરી સુખી છે રે? મ્હારા. ૫
"પુછી પુછી એવું મ્હારી માત ધ્રુશકે રોશે રે!"

ગુણસુંદરીથી રોવાઇ જ ગયું.

"પંખી અબોલડા! એવું જોઇ તુંયે રોજે રે. મ્હારા. ૬

"ગુણસુંદરી બા! હું અને કુસુદબ્હેન પણે ઓસરીમાં બેશી
"પ્હોર રોજ સાંજે આ ગાતાં'તાં ને હું એમને ક્‌હેતી હતી કે તમારે
"યે આ મુંબાઈ જવાનું આવશે ને માવતરથી નોખાં પડવાનું થશે."

કરુણરસની સીમા આવી. દીકરીની પરદેશમાં શી દશા હશે તે વિચાર સાથે સરસ્વતીચંદ્ર જેવા વરની હાનિ ગુણસુંદરીના મનમાં તરી આવી અને છોકરી પાસે છેલી બે કડિયો વારંવાર ગવરાવી અને તેની સાથે પોતે રોવાયું એટલું રોઇ.

કુસુમસુંદરી માની જોડે જમવા બેઠી હતી. આજસુધી દાદા જોડે બેસતી, પણ હવે એને બારમું વર્ષ ચાલતું હતું અને શરીર કન્યાવયમાંથી બ્હાર નીકળવા લાગ્યું તેમ તેમ મન પણ વધારે સમજણું થતું ગયું. આટલું વય થતા સુધી—કન્યાકાળ થવા આવતાં સુધી—એનું લગ્ન થવા વારો આવ્યો નહી અને તેને લીધે યુવાવસ્થાના પ્રભાતે તેનાં શરીર-શિખરને સ્પર્શ કર્યાવિનાનાં રાખ્યાં હોય એવું કંઇ થયું નહી. તેને માબાપે વિદ્યાદાન દીધું હતું છતાં મદને પોતાની કળાઓ એને શીખ-વવામાં રજપણ વિલંબ કર્યો નહી. પોતે મદનને શોધતી ન હતી, દીઠે

ઓળખતી પણ ન હતી, તેની કળાઓ શાને ક્‌હેવી તે જાણતી પણ ન હતી; છતાં અણદીઠો અણપરખ્યો મદન એની નાડિયે નાડીમાં અને રુવે રુવામાં અગોપ્ય તનમનાટ નિરંતર મચાવી મુકતો હતો. મુગ્ધ શૃંગારનાં પડે પડ એમનાં એમ ર્‌હેવા છતાં તેની અંદરથી આ તનમનાટ પ્રકાશ મારી ર્‌હેતો હતો. પરંતુ હજી સુધી સઉ ભુલાવો ખાતાં અને કુસુમસુંદરી ન્હાનપણમાં જેવી મસ્તીખોર, ઉચ્છૃંખલ, અને સ્વતંત્ર હતી, વગર શીખવી કળાઓ શીખવાની ખંતીલી હતી, અને ઉઘાડી અથવા ગુપ્તરીતે એ ખંતને લીધે હરેક નવી વાત જોતામાં, સાંભળતામાં, અનુકરણ કરતામાં, વિચારતામાં અને અનુભવી જોતામાં, શીખી જતી ત્યારે જ જંપતી તેમ હાલ પણ કુસુમસુંદરી નવે રૂપે એ જુના જ ગુણો જાળવી રહી છે અને તેનામાં કંઇ નવું દૈવત આવ્યું નથી એવી જ સઉને ભ્રાંતિ ર્‌હેતી. પરંતુ એ મદનદૈવત ચકોર કુસુમના કુમળા શિરમાં ભરાઇ ર્‌હેતું, એની પાસે સોડિયું વળાવતું, વધતાં અંગ સંકોચાવતું, લજ્જારૂપી હાથવડે એનો હાથ ઝાલી એને પાછો ખેંચી રાખતું અને એના શબ્દમાં મિતાક્ષરતાને અને ચેષ્ટામાં મર્યાદાને ભરતું. જોનારનો અભિપ્રાય પણ છેક ખોટો ન હતો; કારણ મદને એને ઝાલવા માંડી હતી તેમ પોતાના બાળપણને હજી એણે ઝાલી રાખ્યું હતું, અને તે ઉભયની સાંકળોને આધારે એ હીંચકા ખાતી હતી.

ગીતની અસરથી રોતી ગુણસુંદરીને દેખી, તેની અને સુંદરની વચ્ચે ભરાઇ બેઠેલી કુસુમસુંદરી ડોકું સઉથી દેખાય એમ બ્હાર ક્‌હાડી બોલી ઉઠીઃ “દાદાજી, જોયું કે? ગુણિયલની આંખમાં આંસુ
“આવ્યાં ને રુવે છે!”

અચિંત્યા આ પ્રશ્નથી સઉની એકાગ્રતામાં વિક્ષેપ પડ્યો, અને વૃદ્ધ માનચતુર વ્હાલી પૌત્રીના ઓઠમાંથી અક્ષર પડતાં મલકાઇ ગયા અને બોલ્યાઃ “બ્હેન, એ તો ત્હારી જ આબરુ ગઇ કે તું પાસે છતાં
“રુવે છે!” સઉ હસી પડ્યાં.

“ના, ના, એ તો એમ નહી. જુવો, એ તો રત્નનગરીમાં
“સરસ્વતીચંદ્રનું વાંકું બોલતી હતી ને ક્‌હેતી હતી કે બાપે બે બોલ
“કહ્યા તેટલા ઉપરથી આટલો રોષ ચ્હડાવવો એ તો છોકરવાદી છે.
“ત્યારે સાસુનણંદનાં મ્હેણાં ન સંભળાયાં અને વહુને ઓછું આવ્યું
“એવું ગીત સાંભળતાં જ આવડાં મ્હોટાં ગુણિયલ રોઇ પડ્યાં ત્યારે
“એ છોકરવાદી નહી? સરસ્વતીચંદ્રને તો જાતે વેઠવું પડ્યું અને
“આને આ તો આટલાથી જ રોજ આવ્યું! મ્હેં તે દિવસે ગુણિય-

"લને કહ્યું કે સરસ્વતીચંદ્રને ઠપકો દેતાં પ્હેલાં વિચાર કરજો કે આ-
"પણે પોતે એને ઠેકાણે હઇયે તો કેવું લાગે?"

"ત્યારે તો એમ ક્‌હેને કે તું જીતી ને ત્હારાં ગુણિયલ હાર્યાં?"

"હાસ્તો. એક વાર નહી ને હજાર વાર."

"બ્હેન, માને જીતાય નહી, હોં!"—સુંદરગૌરી એને માથે હાથ ફેરવતી ફેરવતી બોલી.

"ના, કાકી, મ્હોટાં આગળ તો ન્હાનાં જ જીતે. જુવો ને તમે
"જ વાતો કરોછો કની કે ગુણિયલે ઘરમાં બધાંને એવાં જીતી લીધાં
"હતાં કે દાદાજી, મ્હોટાં મા, બે ફોઇયો, અને તમે બે કાકિયો—
"કોઇનાથી ગુણિયલ આગળ બોલાય નહી. એણે તમને બધાંને
"જીત્યાં ત્યારે હું એને ન જીતું?"

ચંદ્રકાંત સુદ્ધાંત સર્વેને હસવું આવ્યું. ચંદ્રકાંતને પણ એની સાથે બોલવાનું મન થયું, અને સ્મિત કરી બોલ્યોઃ

"બ્હેન, તમારાં માતુઃશ્રી જેનો વાંક ક્‌હાડે તેનો પક્ષપાત ત-
"મારાથી કેમ થાય?"

દીવાનું અજવાળું કુસુમસુંદરીના અર્ધા મુખ ઉપર પડતું હતું, અને અર્ધો ભાગ ગુણસુંદરીની છાયામાં ઢંકાયો હતો. અજવાળાવાળા ભાગ ઉપર ચંદ્રકાંત ઉત્તર સાંભળવાને નિમિત્તે જોઇ રહ્યો, અને સરસ્વતીચંદ્રનો પક્ષપાત કરનારી કન્યાના મુખપરની સાદાઇ અને પ્રસન્નતા ઉપર થઇને આવતા જતા ગુંચવારાવાળા વિકાર કલ્પવા લાગ્યો: "સ-
"રસ્વતીચંદ્ર, કુમુદસુંદરી ગરીબ સ્વભાવની છે—પણ ત્હારે યોગ્ય તો
"આ જ છે—કારણ એ ત્હારા માથાની નીવડશે અને ત્હારા સદાના
"ગંભીર અને આડા સ્વભાવને પાંશરો કરશે—પણ–એ દિન ક્યાં?"
નિઃશ્વાસ મુકી, મનમાં આમ બોલી, ચંદ્રકાંત જોઇ રહ્યો.

પરભાર્યા જેવા ચંદ્રકાંતની સાથે બોલવાનો પ્રસંગ આવી વાતમાં આમ અચિંત્યો આવવાથી કુસુમસુદરી પળવાર ગુંચવાઇ, જરીક શરમાઇ, કંઇક નીચું જોઇ રહી, આખરે ગંભીર ઠરેલ માણસનો આકાર ધારી ભાષણ કરતી હોય તેમ બોલી: "ચંદ્રકાંત ભાઇ, જ્યારે એમ
"હોય ત્યારે તો સરસ્વતીચંદ્રે મ્હારી બ્હેનનો ત્યાગ કર્યો છે તે બ્હે-
"નના કુટુંબ ઉપર તમ જેવા એમના મિત્રની મમતા કેમ હોય?
"જેવો તમે અમારા ઉપર પક્ષપાત રાખો છો તેવો અમે સરસ્વતી-
"ચંદ્ર ઉપર રાખિએ એ અંતઃકરણનો સંબંધ."

"ખરી વાત, બ્હેન, એવું રોજ રાખજે."

ચંદ્રકાંત મ્હાત થયો, અને, સરસ્વતીચંદ્રનો વિચાર કરી ફરી નિઃશ્વાસ મુકી, ગદ્‌ગદ થયો અને બોલતો બંધ પડ્યો. માત્ર મનમાં જ બોલ્યોઃ "ત્‌હારે તો આ જ જોઇયે—પણ—તું ક્યાં ?"

"સુન્દર પાસે કુમુદ ઉછરી અને મનોહરી પાસે કુસુમ ઉછરી. "મનોહરી બોલતાં હારે તો કુસુમ હારે !—કેમ કુસમ ?" ડોસાએ હસીને પ્રશ્ન પુછ્યો. ગુણસુંદરીએ બીજી વાતો ક્‌હાડી. સુવર્ણપુરમાં વ્હેવાઇનો કારભાર થયાના સમાચાર—એ મ્હોટી નવાજુની હતી; સરસ્વતીચંદ્ર સુવર્ણપુર છોડી નીકળ્યો તે ક્યાં ગયો હશે તેની કલ્પનાઓ થવા લાગી અને ચંદ્રકાંતને ચિંતાતુર બનાવવા લાગી. બ્હારવટિયાઓની વાતો, અને કાલે કુમુદસુંદરી આવવાની, એ સંધિ ભય ઉપજાવવા લાગ્યો. વાતોમાં ને વાતોમાં સર્વ જમી રહ્યાં, ઉઠ્યાં, અને પોતપોતાના શયનખંડમાં જવા વેરાયાં.

ચંદ્રકાંત અને માનચતુર એક ખંડમાં સુવાના હતા ત્યાં સુતા સુતા પરસ્પર વાતો કરવા લાગ્યા. માનચતુરે સરસ્વતીચંદ્ર શાથી ઘર છોડી નીકળ્યો એ વાતની સર્વ વીગત પુછી લીધી, અને તે વીગત પુરી પાડતાં પાડતાં ચંદ્રકાંતનો મિત્રભાવ અંતર્માંથી ખીલ્યો. સરસ્વતીચંદ્રનું નામ—એના ગુણની કથા—એની કીર્તિ—એ સર્વનો પ્રસંગ આવતો તેમ તેમ એની જીભ ઉપર આનંદની ઊર્મિયો ઉછળતી; લક્ષ્મીનંદનના મનની નિર્બળતા, ગુમાનની સ્ત્રીબુદ્ધિ, ધૂર્તલાલની નિન્દા, અને અંતે સર્વ કથાનું અતિકરુણ પરિણામ, એ પ્રસંગોએ એના ઓઠમાંથી તિરસ્કારના ફુવારા ઉરાડ્યા અને છેવટ અત્યંત શોકની ત્‌હાડ આણી દીધી. વિદ્યાચતુરે સરસ્વતીચંદ્રનો દોષ ક્‌હાડ્યો હતો એ વાત પણ સવિસ્તર આવી ગઇ; અને વિદ્યાચતુરનો બાપ જ એ વાત સાંભળે છે તેની પરવા રાખ્યા વિના સરસ્વતીચંદ્રના અત્યંત સ્નેહી સ્નેહપરવશ મિત્રે વિદ્યાચતુરના મતનું ખંડન રસથી, છટાથી, અને જુસ્સાથી, કરવા માંડ્યું અને મુંબાઇની સભાઓમાં તે મહાપ્રયાસ કરતાં પણ ખીલી શકતો ન હતો એટલા વેગથી અત્યારે તે ખીલ્યો, અને ગુણસુંદરી સામે આવી બેઠી હતી તે પણ ધુનમાંનેધુનમાં જોઇ શક્યો નહી. મિત્રભાવે અત્યારે એનામાં મહાન વક્તાની શક્તિ મુકી દીધી, અને સરસ્વતીચંદ્ર જેવા મહાત્મા આગળ રજવાડાના રાજ્યાધિકારિયો પાણી ભરે એટલો મ્હોટો મ્હારો મિત્ર છે એવા વિષયનું વિવેચન કરતાં કરતાં, માનચતુર, ગુણસુંદરી, અને બીજું મંડળ ધીમે ધીમે ભરાયું હતું તે સઉનાં

અંતઃકરણને ચંદ્રકાંત ટકોરા મારવા લાગ્યો, અને ન્યાયાધીશની પાસે પક્ષવાદ કરવાની પોતાની કળાની સીમા પ્રત્યક્ષ કરાવવા લાગ્યો.

વિદ્યાચતુરે ચંદ્રકાંતપાસે સરસ્વતીચંદ્રનો દોષ ક્‌હાડયો હતો તે સારુ ગુણસુંદરી મનમાં પસ્તાવા લાગી; ન્હાની કુસુમ સુંદરગૌરીને ખભે પછવાડેથી વળગી ઓઠ કરડતી કરડતી શ્વાસ સરખો લીધા વગર સઉ સાંભળી રહી અને પોતાના ઉંધા મુકેલા પગ અંધારામાં પૃથ્વીપર કંઇક પછાડવા લાગી; અને અનુભવી માનચતુર, દંશ પામેલા સ્નેહને આશ્વાસન દેવું એ પોતાનો ધર્મ સમજી, સરસ્વતીચંદ્રને નિર્દોષ ઠરાવવા, પોતાના પુત્ર વિદ્યાચતુરનો ફેંસલો ફેરવવા, પોતાના જ પાછલા અનુભવનો આધાર બતાવવા લાગ્યો, એ જ અનુભવના બાંધેલા કાયદાના સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ કરવા લાગ્યો, અને ચંદ્રકાંતે કરેલી વકીલાતને સફળ કરી, એની મિત્રતાને ધન્યવાદ આપતાં આપતાં, પોતે બોલ્યો હતો તેનો ઉપસંહાર કરી બોલ્યોઃ

" ચંદ્રકાંત, સરસ્વતીચંદ્રનો વિચાર બધું જોતાં ખોટો ન હતો.
" કુમુદસુંદરી ગુમાનબાસાથે રહી સુખી ન થાત એમાં કાંઇ વાંધો
" નથી. વિદ્યાચતુર એ વાત ન સમજે. એને ભાગ્યે અમારાં આ
" ગુણસુંદરી મળી ગયાં છે અને ગુણસુંદરિયે એને જગતનો માર જ-
" ણાવા દીધો નથી એટલે એવો માર કેવી વસ્તુ છે એની એને ક-
" લ્પના જ નથી. આજ તો ગુણસુંદરી ભુલી ગયાં હશે પણ એમની
" બાવીશ ત્રેવીશ વર્ષની અવસ્થા હતી, અને અમારા ઘરમાં તો સંપ
" હતો છતાં કેવાં કેવાં નાટક થતાં હતાં અને એમણે એટલી ન્હાની
" ઉમ્મરે કેવી રીતે સઉ શાંત કરી દીધું તે મને સરત છે. બાવીશ
" ત્રેવીશ વર્ષની છોકરિયે મ્હારા આખા ઘરનો મ્હોટાંને કચરી નાંખે
" એવો ભાર ફુલની પેઠે માથે ઝીલી લીધો, અને ન્હાનું ન્હાનું શરીર
" રુપાની આરતી પેઠે આખા ઘરમાં ફરી વળે અને જ્યાં ફરે ત્યાં એના
" અજવાળાનો ઝાલકાર; તેમ એની શાંતિને ધન્ય ક્‌હો કે મ્હારા જેવા વૃ-
" દ્ધથી મીજાજ જળવાય નહી ત્યાં એના મ્હોંમાંથી શબ્દ સરખો ની-
" કળે નહી, ને જો નીકળે તો કેવો ? શાંત, ધીમો, અને સઉને ટાઢાં
" પાડી દે એવો. એટલું જ નહી પણ એના મનમાં યે કંઇ લગાડે
" નહી. કેટલાંક એવાં હોય છે કે મનમાં તો લાગ્યા વગર ન રુહે
" પણ બ્હાર ન જણવે, અને આ તો એવું કે એને કોઇ ખાવા ધાય
" તો તેના ઉપર એ ન્હાની સરખી છોકરી ઉલટી પ્રીતિ રાખે અને

"સામાની સાથે સામી ન થતાં તેને અનુકૂળ થઇ જઇ તેને એવું તો
"વશ કરે કે કંઇ વાત નહી !"

પોતાના દેખતાં પોતાની સ્તુતિ થતી જોઇ ગુણસુંદરી શરમાઇ જઇ ગુંચવારામાં પડી કંઇક વિનયસૂચિત ઉત્તર દેવાનું કરતી હતી. માનચતુર તે ચેતી ગયો અને તેને બોલતી અટકાવવા, હસતો હસતો એના સામું જોઇ બોલ્યો:

"ગુણસુંદરી, ઉતાવળ ન કરશો. આ કંઇ તમારી પોતાની સ્તુતિ
"છે એમ સમજી ફુલાઇ ન જશો હોં ! આ તો તમારી નામરાશિ છો-
"કરી આપણા ઘરમાં કેટલાંક વર્ષ ઉપર હતી તેની વાત છે. એ છો-
"કરીને તો તમે દીઠેલીએ નહી. ક્‌હો—તમારી આંખે તમે એને દી-
"ઠેલી ?—હા—આફી ચાટલામાં જોઇ હશે." સઉ હસી પડ્યાં.

"તમારી તો હવે મ્હારે નિન્દા કરવાની છે, તે તમારે સાંભળવી
"પડશે—વડીલ નિન્દા કરે તે તો સાંભળવી જ જોઇયે કની ?"

"હાજી હા ! વડીલ ક્‌હે તે ખરું" ગુણસુંદરીયે હસતે હસતે નરમાશથી જવાબ દીધો અને લમણે હાથ દીધો.

ડોસાએ પોતાનું કથાસૂત્ર ફરી ઝાલ્યું: "ચંદ્રકાંત, શી કહિયે વાત ?
"મ્હારા ભર્યા ભાદર્યા ઘરમાં કોઇ કંઇ બોલ્યું હશે, કોઇએ કાંઇ મ્હેણાં
"દીધાં હશે, કોઇએ પાડ ઉલાળ ગણ્યો નહી હોય, કોઇ ખડકયામાંથી
"ખશી ગયું હશે, કોઇનું નચાવ્યું નાચવું પડ્યું હશે, પોતાને વાસ્તે
"આણેલી સારી ચીજ કોઇ પટકાવી પડ્યું હશે, કોઇયે કાયર કાયર
"કરી મુક્યાં હશે, અને આવાં આવાં કેટલાંક વર્ષ ગયાં હશે, પણ ગુણ-
"સુંદરીનો નથી હોઠ ફરક્યો કે નથી એમણે મ્હારા વિદ્યાચતુરને કાંઇ
"જાણવા દીધું ! વિદ્યાચતુરને તો એમણે રોજ પોતાની હરકતોથી અ-
"જાણ્યો જ રાખ્યો છે, એમનાં દુઃખ-સુખ એ કદી જાણવા પામ્યો જ
"નથી, ને કુટુંબનાં દુઃખ કેવાં હોયછે તેનો તો એ બીચારાને અનુ-
"ભવ જ થવા દીધો નથી—સ્વપ્ન સરખું પણ આવવા દીધું નથી ! !
"કેવી વાત ? આ તે કંઇ સ્ત્રીનું સ્ત્રીપણું ? બીજી કોઇ સ્ત્રી એમની
"દશામાં હોય તો રોઇ રોઇને ધણીને નીરાંતે સુવા ન દે અને સંસારનું દુઃખ
"શું છે ને પરણીને પસ્તાવું તે શું તેનો પુરેપુરો અનુભવ કરાવી દે.
"એનું નામ તે સ્ત્રી કે પોતાના દુઃખનો પતિને ભાગિયો કરી દે. અને
"આ અમારાં ગુણસુંદરી તો એકલપેટાં જ ! બધું દુઃખ જાતે વેઠ્યું,
"કોઇને કહ્યું પણ નહી, સઉ વાતમાં ઘુટડા ગળી ગયાં, પોતાના દુઃ-
"ખમાં કંઇ ભાગ વિદ્યાચતુરને આપ્યો નહી અને સઉ દુઃખ જાતેજ

"વેઠી લેવું—સઉ જાતે જ એકલાં લેવું—સમજ્યાં! મ્હારા વિદ્યાભાઇ
"દુઃખના અનુભવ વગરના રહ્યા, અને સરસ્વતીચંદ્રને ઓરમાન માના
"હાથમાં ગયેલા બાપના ખોલનો ચાટકો કેમ લાગ્યો હશે તે અમારા
"અનુભવ વગરના વિદ્યાભાઇના સમજ્યામાં ન આવ્યું તેનું કારણ
"અમારાં આ ગુણિયલ!—જો, આ વાત કરું છું ત્યારે કેવાં શરમાઇ
"જાય છે?—પોતાનો વાંક તે કોને ક્‌હે? એમણે મ્હારા વિદ્યાને એ-
"કલું સુખ આપ્યું છે ને દુઃખનું નામ સમજવા દીધું નથી એવું કામ
"કોઇ સજાત સ્ત્રીએ કરવું નહી! ધણીને દુઃખનો અનુભવ ન કરાવે-
"પોતાનાં દુઃખનાં રોદણાં રોઇ રોઇ કાયર ન કરે—એ તે સ્ત્રીની જાત?
"માટે ચંદ્રકાંત, તમારે મ્હારા પુત્રનાં વચન સામું જોવું નહી અને ગુણસું-
"દરીનો જ વાંક ક્‌હાડવો કે વિદ્યાના કાનમાં સુખ વગર બીજો શબ્દ
"આવવા ન દીધો!"

"આટલો દોષ એમનો. મ્હારા પુત્રનો દોષ એટલો કે એણે
"એમ જાણ્યું કે આખા જગતમાં ઘેર ઘેર ગુણસુંદરિયો જ વસતી
"હશે ને ગુણસુંદરી થવું તે રમતવાત હશે. ઘેબર ખાનાર જાર
"ખાનારની કથા ક્યાંથી જાણે? પણ હું તો જાણું છું. સરસ્વ-
"તીચંદ્રને લક્ષ્મીનંદનનાં વેણ વસમાં લાગ્યાં તે લાગે જ. એ કુમળું
"ફુલ! એ તે હિમના કડકાનો માર કેમ સહી શકે? એનું શું ગજું?
"એણે ધાર્યું તે ખોટું નહી; મ્હારી ગરીબડી કુમુદ ગુમાનના હાથ
"નીચે એકલી એકલી કચરાઇ રીબાઇ મરી જાત! ગુમાનના સામાં
"તો મ્હારાં ગુણિયલ પણ ન ટકે તો કુમુદ તે કોણ માત્ર? ગુમા-
"નને તો સામું લાંઠ માણસ જોઇયે—મ્હારી કુસુમના જેવું—કેમ કુ-
"સુમ? ગુમાનને તું પાંશરી કરે કે તને ગુમાન પાંશરી કરે?"

"હા, તે અમે એવાં પક્કાં હઇશું?" કુસુમ સુંદરને ખભેથી
ઉતરી આઘી બેસી બોલી: "દાદાજી, તમે જ પક્કા છો; ગુણિયલનો
"વાંક ક્‌હાડવાનું નામ દેઇ વખાણ કર્યાં!"

"શું પક્કાઇમાં કાંઇ ખોટું છે?"

"ના, શું કરવા? દાદા પક્કા ત્યારે દીકરી પણ પક્કી જ હોય ક્‌ની?
"લ્યો, તમારી વાત કરો—આડી વાત ક્યાં ક્‌હાડી?"

માનચતુર પાછો વાતમાં પડ્યો: "ચાલો ત્યારે, હવે ત્‍હારી માનાં
"વખાણે નહી કરિયે ને વાંકે નહી ક્‌હાડિયે. ચંદ્રકાંત, સરસ્વતીચં-
"દ્રને રોગ પરખતાં આવડ્યો પણ ઔષધ આવડ્યું નહી એમાં તે

"તમે પણ ના નહી ક્‌હો. એમણે કુટુંબ છોડી વનવાસ લીધો એટલી
"બુદ્ધિ ઓછી. લક્ષ્મીનંદનથી જુદાં ર્‌હેવામાં કંઇ બાધ ન હતો.
"ખરું પુછો તો મને સાહેબલોકનો ચાલ ઘણો ડાહ્યો લાગે છે કે પ-
"રણે ક્યારે કે જુદાં ર્‌હેવાની તાકાત આવે ત્યારે જ, અને પરણે એ-
"ટલે જુદાં જ ર્‌હેવું. આપણો ચાલ પણ ખોટો નથી, પણ તે ક્યાં
"સુધી કે બધાંની આંખમાં અમીદૃષ્ટિ હોય ને બધાંમાં સંપ હોય ત્યાં-
"સુધી. સાહેબલોકને હુતો ને હુતીનું સુખ—પણ આપણાં કુટુંબનું
"સુખ તેઓ સમજતા નથી. આ મ્હારી આશપાશ આ બધો વિ-
"સ્તાર ભરાઇ બેઠો છે ને જે આનંદની રેલ આપણે ચાલે છે, ને હું
"જાણું છું કે મ્હારાં ગુણસુંદરી અને ગુણસુંદરી જાણે છે કે મ્હારા
"વડીલ, એ સુખનું સાહેબલોકને સ્વપ્ન પણ નહી હો ! સાહેબલોકમાં
"દીકરાને ઘેર સાસુ ને સાળી પોસાય અને ઘરડાં માબાપ એકલાં
"પગ ઘસે ! આપણાં કુટુંબમાં તો ક્‌હો કે મ્હારો અને આ મ્હારી
"અનાથ ગરીબડી સુંદરગૌરી એનો વગર ઉતરાવ્યે વીમો ઉતરાવ્યો
"છે, અને અમારી આશિષ્ છે તે ગુણસુંદરીને આનંદ જ ર્‌હેવાનો.
"અમારાં જેવાં ઘરડાં, લુલાંલંગડાં, અને નિરુદ્યમી, ગુણસુંદરીને માથે
"પડ્યાં છિયે અને વિદ્યાચતુરની ટુંકી કમાઇના દિવસ હતા ત્યારથી
"એનું લોહી ચુસી લેતાં આવ્યાં છિયે—

"શું, વડીલ, શું બોલો છો ? કંઇક તો અમારા ઉપર દયા
"રાખો !" ગુણસુંદરી બોલી ઉઠી.

"સાંભળો તો ખરાં. આમ છે તે છતાં અમે પણ એમને કોઇ
"વખત કામે લાગ્યાં હઇશું અને આજ અમારાથી લોકમાં અને પ-
"રલોકમાં એમને સુકીર્તિ છે. પણ આ વખત આવતા સુધી ટકી
"ર્‌હે એવાં ગુણસુંદરી મ્હારા જ ઘરમાં છે, બીજે કોઇ ઠેકાણે નથી.
"ગરીબ અને પગ ઘસતા દીકરાઓની કમાઇ ઉપર ડબાણ મુકવું, ડાહી
"અને મ્હેનતુ વહુરોને મજુરી કરાવી કચ્ચડવી, તેમને જુવાનીનું સુખ
"અને જુવાનીનો ઉમંગ જોવા વારો જ ન આવે તેમ એમની પાસે
"રહી એમને કેદ રાખવાં, તેમના ઉગતા ડ્‌હાપણને અને તેમની
"નવી બુદ્ધિને પોતાના ડોસાપણામાં છેક પરતંત્ર કરી નાંખવાં—એ-
"નાથી વધારે નિર્દયતા કેઇ હશે? અને જાણ્યે અથવા અજાણ્યે અને
"સમજ્યે અથવા અણસમજ્યે કેટલાં માબાપ અને કેટલાં સાસુસ-
"સરા આવાં નિર્દય થાયછે, તેનો મને અનુભવ છે. બોલનારી અને

"લ્હડનારી વહુરોનાં દુઃખ બધે ગવાય છે અને કપુત દીકરાઓનાં પ-
"રાક્રમ જગતજાણીતાં છે; પણ ડાહ્યો દીકરો દેશાવર ભોગવે અને
"ડાહી વહુ શાધણું રાંધે એ ક્‌હેવત પ્રમાણે, ન બોલનારા દીકરાઓ
"અને ન બોલનારી વહુરોની ખબર કોને છે? માબાપ અને સાસુ-
"સસરાઓનો ધર્મ એ છે કે આવાં બાળકની દાઝ પોતાની મેળે જા-
"ણવી અને ન બોલે તેને બેવડો માર ન મારવો અને મીઠાં ઝાડનાં
"મૂળ ન કાપવાં. કોઇ માબાપ જાણી જોઇને માર મારતાં નથી,
"પણ જાણી જોઇને કે અજાણ્યે કચરાય ત્હોયે ફુલ તો ચોળાય જ!
"માટે મ્હારો અનુભવ એવું ક્‌હે છે કે ઘરડાંઓનો તેમ ભાઇભાંડુ-
"ઓનો ધર્મ એવો છે કે પોતે છુટાં થવાય કે ન થવાય તોપણ સા-
"માને છુટાં થવા દેવા અવસર આવે એવી રીતે પોતે જાતે જ ખ-
"સતાં ર્‌હેવું. **સરસ્વતીચંદ્ર** મ્હોટા થયા ત્યાંથી જ એમને લક્ષ્મીનં-
"દને ભેગા ને ભેગા અને છુટા ને છુટા એમ રાખ્યા હત તો આ
"વખત ન આવત. કુસંપ થવા પ્હેલાં સંપને વખતે જ પોતે છુટાં
"થવું અને સામાને છુટું કરવું એમાં માણસની દીર્ઘદૃષ્ટિ છે, ડ્‌હાપણ
"છે, ચકોરતા છે, અને એ જ એનો ધર્મ છે. એ વાતમાં લોકલ-
"જ્જાનો પ્રતિબંધ ગણવો એ મૂર્ખતા છે. જ્યારે મોડું વ્હેલું પ્હે-
"ડિયે બે પ્હેડિયે જુદું પડ્યા વિના છુટકો નથી ત્યારે સમય સમજી
"જાતે છુટાં પડવું એ તો સંસારવ્યવહારની પ્રવીણતા રાખવા જેવું
"છે. માબાપથી કેમ જુદાં ર્‌હેવાય? એવો વિચાર **સરસ્વતીચંદ્ર** દૂર
"ન કરી શક્યા તે એટલું જ બતાવે છે કે એ ભણ્યા પણ ગણ્યા
"નહી. એમાં શી મ્હોટી વાત હતી?—જુદું ર્‌હેવું એ સંસારનો
"રસ્તો છે તો તેમાં ઓસંગાવું શી બાબત? **સરસ્વતીચંદ્રને** એ વા-
"તમાં લાજ લાગી તેનું કારણ એ જ કે હજી એ બાળક છે. મ્હેં
"તો કેટલાક સિદ્ધાંત જ કરી મુકેલા છે તેમાં એક તો એ કે બે બ-
"ઇરાંને એક ઘરમાં ર્‌હેવા ન દેવાં અને બીજું—ક્યાં પુરુષ કે ક્યાં
"સ્ત્રી—સઉને છુટાં ર્‌હેવાં દેવાં, અને મ્હારે જાતે કેટલું કરવું કે સૂર્ય
"પોતે પૃથ્વીથી દૂર અને છુટો રહી આપણને પ્રકાશ અને તાપ બે
"વાનાં આપે છે અને લોકનાં ઢાંકેલાં છાપરાં તળે અને ખુણેખોચલે
"શું થાયછે તે જોતો નથી અને તેની ચિંતા કરતો નથી તેમ મ્હારે
"પણ કુટુંબમાં એ સૂર્યની પેઠે ર્‌હેવું; તેમાં સઉને સુખ છે, અને સ-
"ઉનું કલ્યાણ છે. કુટુંબમાં વૃદ્ધજનનો ધર્મ આ છે અને તે સઉ વૃ-
"દ્ધોએ પાળવો જોઇએ છિયે—જો પોતાના કુટુંબ ઉપર ખરી પ્રીતિ

"હોય અને જો સઉનું સુખ વાંછતા હઇયે તો. તેમ હોય તો વૃદ્ધા-
"વસ્થા મને સુખરૂપ છે તેવી થવાની; તેમ નહી હોય તો તેવા વૃ-
"દ્ધોયે છોકરાંને ગાળો દેઇ ગાવું કે "ઘડપણ કોણે મોકલ્યું?" તમે
"સર્વ વૃદ્ધ થશો માટે આટલું કહી મુકુ છું, અને આજને વાસ્તે તો
"એટલું કહું છું કે સઉના સુખને વાસ્તે ઘરમાં કે કુટુંબમાં કાંઇ ક-
"રવાનું આવશ્યક લાગે તો બાયડીઓની પેઠે અને સરસ્વતીચંદ્રની પેઠે
"આમ કેમ થાય?—કરી લજવાશો નહી, પણ જે ઠીક લાગ્યું—તે
"ધૈર્યથી અને ખબડદારીથી કરી દેવું જ અને રજ પણ આશંકા ન
"ગણવી. आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत्."

આ સર્વ વાર્તાપ્રસંગમાં શ્વશુર પાસે મર્યાદા રાખવાના સ્વભાવ વાળી ગુણસુંદરી કંઇ બોલ્યા ચાલ્યા વિના બેસી રહી હતી તે **માન**-**ચતુર**નું ભાષણ થઇ રહ્યું એટલે મ્હોં મલકાવી ધીમે રહી બોલી: "ત્યારે મ્હારા આગ્રહનો તિરસ્કાર કરી મ્હારા જોડને જુદા રાખ્યા "અને પાણીફેરનું નિમિત્ત ક્હાડી આપ અહિયાં રૂહેવા આવ્યા તેનો "મર્મ પણ આ જ કે, ?"

ડોકું ઉચું કરી, આંખો વિકસાવી, મુછે તાલ દેઇ, વક્ર મુખે હસી પડી, આડંબર કરી, ડોસાએ એકદમ ઉત્તર દીધો: "હાસ્તો વળી!" મિતાક્ષર અને વેગભર્યો ઉત્તર સાંભળી ગુણસુંદરી ચુપ થઇ ગઇ.

**વિદ્યાચતુર**ની વાતથી **ચંદ્રકાંત** જેટલો મીજાજ ખોઇ બેઠો હતો તેટલા જ પ્રમાણમાં **માનચતુર**ની કંઇક અસંબદ્ધ પણ વેગવાળી અને અનુભવી વાતચીતથી તે ઠંડોગાર થઇ ગયો, અને રત્નગરીના પ્રધાન કરતાં પ્રધાનના પિતાની બુદ્ધિ આટલી વયે આવી ઉત્તેજિત જોઇ ચ-કિત થઇ જોઇ જ રહ્યો—સાંભળી જ રહ્યો.

રાત ઘણી ગઇ હતી અને સર્વ પોતપોતાના શયનખંડ ભણી વે-રાયાં. સર્વને મોડી વ્હેલી નિદ્રા આવી. માત્ર ગુણસુંદરી ઉઘાડી આંખે સુતી. તેનું સ્વાભાવિક ધૈર્ય આજ કુમુદસુંદરીના વિચારથી, અનિષ્ટ શંકાઓથી, અને ઉદ્વેગકારક તર્કોથી, ખસી ગયું હતું. થોડીક વારે સુંદરગૌરીની આંખ સ્હેજ ઉઘડી જતાં એણે ગુણસુંદરીને જાગતી અને રોતી જોઇ, અને જોતામાં જ તે જાગૃત બની પુછવા લાગી: "ગુણિયલ ભાભી, શું થાયછે? કેમ રુવો છો?" ગુણસુંદરી બેઠી થઇ અને સુંદરની છાતી ઉપર માથું નાંખી રોઇ પડી: "સુંદર ભાભી, આજ "મને કંઇ કંઇ વિચાર થયાં કરેછે અને રોવાઇ જવાય છે; તેમાં કુ-

"મુદનો કાગળ સંભારું છું ત્યારે કોણ જાણે શું દોણલું મને ભરાઇ "આવેછે ને રહેવાતું નથી." આટલી વાતચીત થાયછે એટલાથી ચ-કોર કુસુમ ઉઠી ઉભી થઇ, અને તે ઉભી થઇ નથી એટલામાં બા-રણે કોઇ કડું ઠોકતું અને ધીમેથી બોલાવતું સંભળાયું: "ગુણસુંદરીબા, "ગુણસુંદરીબા; જરી ઉઘાડો!" સઉએ કાન માંડ્યા; કુસુમ બોલી ઉઠી: "ફતેહસંગનો સ્વર! ગુણિયલ ઉઘાડું?" હાનો ઉત્તર મળતાં એ ઉઠી અને બારણું ઉઘાડતાં ફતેહસંગ હાથમાં ફાનસ લેઇ દાખલ થયો; અને ફાનસ પાસે મુકી ગુણસુંદરીનાથી કંઇક છેટે બેસી, તરવાર ઉભી રાખી, તેની મુઠ ઉપર હાથ મુકી, બોલ્યો.

"બધાં વચ્ચે ક્હેવાય નહી એવી વાત હતી એટલે તે વખત "કહી નહી; તે હવે ક્હેવા આવ્યો છું."

સઉની આતુરતા વધી. ફતેહસંગે કુમુદસુંદરીએ **સરસ્વતીચંદ્ર** વીશે ક્હાવેલા સમાચાર કહ્યા અને બ્હારવટિયા એને ખેંચી ગયા ત્યાંસુધી અથ-ઇતિ કહી બતાવ્યું. છેવટ વધારે પત્તો મેળવવા **હર-ભમજી** ગયો હતો તે પણ કહ્યું.

ગુણસુંદરી અકળાઇ. "હેં, શું **સરસ્વતીચંદ્ર** જડ્યા એ ખરા "ને ખોવાયા પણ ખરા? શું એને બ્હારવટિયા ખેંચી ગયા? અરેરે!— "સુંદર! એમનો ઉતારો **બુદ્ધિધન**ને ઘેર હતો—કુમુદના પત્રનો અર્થ "સમજ્યાં કની? હૈયું ખાલી કરવાનું એ લખે છે તે એ જ—બીજું "શું?—વડીલને અને **ચંદ્રકાંત**ને ઉઠાડી સમાચાર કહીશું?"

"નાજી, શું કામ છે તેમને અત્યારે મોડી રાત્રે જગાડીને?" ફતેહસંગ બોલ્યો.

**ચંદ્રકાંત** નામના **સરસ્વતીચંદ્ર**ના ભાઇબંધ છે તે બીચારા એમને "જ શોધવા આવ્યા છે" સુંદર બોલી.

ગુણસુંદરી કંઇક શાંત થઇ, વિચારમાં પડી, નિઃશ્વાસ મુકી બોલી: "શા સારા સમાચાર ક્હેવાના છે? દુઃખના માર્યા અને થાક્યા "પાક્યા બીચારા અત્યારે જ સુતા છે તે સુવા ઘો. જાગીને શું ક-"રવાના હતા? સમાચાર જાણશે એટલે આખી રાતની ઉંઘ ખોશે ને "**હરભમ** આવ્યા સુધી કંઇ કરવાનું નથી. જા, ભાઇ ફતેહસંગ, સ-"વારે જ સઉને જગાડીશું. પણ **હરભમ** આવે એટલે તરત એને "લાવજે ને અમને જગાડજે."

ફતેહસંગ બારણું વાસી ગયો, કુસુમે સાંકળ વાસી, અને ગુણ-સુંદરી બોલી: "સવાર સુધીમાં વળી કોણ જાણે શાયે સમાચાર આ-"વશે. ચંદ્રકાંતને ભાઇબંધનો દોષ ન વસે, પણ આવી દશામાં આવી "પડવાનું સરસ્વતીચંદ્રને શું એવું કારણ હતું?"

સુંદર બોલી: "ભાવિમાં લખેલું તે એ પણ શું કરે?"

કુસુમ ગાતી ગાતી ગણગણી: "લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર."

સુંદરગૌરીએ કુસુમને ખેંચી કેડ સરસી ચાંપી.

ફરી બારણું ખખડ્યું, સઉ ચમક્યાં, અને કાન માંડ્યા.

"કોણ?"—ગુણસુંદરી બોલી અને તેને બોલે રાત્રિ ભેદાઇ.

ફતેહસંગ ઘરમાંથી નીકળ્યો અને તરત અંધારામાં સામાં બે માણ-સના આકાર આવતા દેખાયા. તે આકાર ચોરના છે કે શાહુકારના, ભૂતના કે માણસના, શત્રુના કે મિત્રના, તે સમજાયું નહી ત્યાં સુધી ફતેહસંગ કમર બાંધી, સજ્જ થઇ સામો ચાલ્યો અને ખોંખારી, ઉંડા અંધકારમાં પડઘા કરાવતો, બોલ્યો: "ખમા મહારાજ મણિરાજને! "કોણ આવે છે એ?"

ઉંડાણમાંથી બે મુખમાંથી એકકો ઉત્તર મળ્યો: "ખમા મહા-"રાજ મણિરાજને!"

સઉ એકઠા થયા અને સ્વરથી સઉયે એક બીજાને ઓળખ્યા. રાત્રિના પ્રથમ પ્હોરમાં ગામના ત્રિભેટામાં બ્હારવટિયાઓનું રાવણું મળ્યું હતું તે સર્વ વાત ઝાડની ડાળમાં બેસી પ્રત્યક્ષ કરી, રાવણું વેરાયા પછી ઉતાવળે પગલે ગામમાં આવી, મુખી પટેલને મળી, એને સાથે લેઇ, ગુણસુંદરીને અને માનચતુરને સમાચાર ક્હેવા, ઝડપથી હરભમજી આવતો હતો તે ફતેહસંગને મળ્યો. અંધારામાં મુખ અને કાન વચ્ચે વાત ચાલી.

"કોણ? હરભમજી?"

"એ જી. કોણ? ફતેહસંગજી?"

"એ જી. પાછળ કોણ છે?"

"મુખી પટેલ."

"ઠીક થયું, ચાલો, ગુણસુંદરીબા વાટ જ જુવે છે." ફતેહસંગ સઉમાં આગળ ચાલ્યો, બારણું ઠોક્યું, અને ગુણસુંદરીના "કોણ" એ પ્રશ્નને, પ્રશ્ન નીકળતામાં જ, ઉત્તર દેવા લાગ્યો.

"બા, ઉઘાડો, એ તો હું ફતેહસંગ અને હરભમજી."

ઉત્તર પુરો થતાં પ્હેલાં બારણું ઉઘડયું અને કુસુમના હાથમાં ફાનસ હતું તેનું અજવાળુ ત્રણે પુરુષોના મુખ ઉપર બરોબર પડયું. બારણાં વાસી સર્વ અંદર આવ્યાં. ગુણસુંદરી અને સુંદર ખાટલામાં બેઠાં, કુસુમ તે બેની વચ્ચે ભરાઇ ગઇ, મ્હોં આગળ ખાટલા પાસે ફાનસ મુક્યું, થોડે છેટે સામા પુરુષો બેઠા, અને તેમાં જરાક આગળ ઉંધે પગે બેસી હરભમજી ખોંખારતો ખોંખારતો સમાચાર કહેવા લાગ્યો. અથથી તે ઇતિ સુધી બ્હારવટિયાઓની કથા અને કુસુદસુંદરીને પકડવા તેમણે કરેલો સંકેત આખર કહી બતાવ્યો, અને ક્હેતો ક્હેતો બોલ્યો:

"બા, રજ પણ ગભરાશો નહી. એક પાસ બુદ્ધિધન ભાઇની "હાક વાગે છે અને બીજી પાસ મહારાજ મણિરાજના નામથી જગત "કંપે છે. વિદ્યાચતુર ભાઇનાં છોરુ ઉપર હાથ ઉપાડનારનું ભવિષ્ય "ફરી વળ્યું સમજવું!"

સુંદરગૌરી રોઇ પડી, કુસુમ કંપવા લાગી, અને ગુણસુંદરી સજડ થઇ ગઇ: "ફતેહસંગ, એકદમ વડીલને જગાડ"—સઉ માનચતુરના શયનખંડ ભણી દોડ્યાં.

સઉના પગના ઘસારાથી જ, વગરઉઠાડ્યા માનચતુર અને ચંદ્રકાંત જાગી ઉઠ્યા અને બારણું ઉઘાડી બ્હાર આવ્યા અને ગભરાયલા જેવા પુછવા લાગ્યા: "શું છે? શું છે?"

ગુણસુંદરીએ ઉતાવળથી સર્વ સમાચાર કહી દીધા. સરસ્વતીચંદ્ર બ્હારવટિયાઓના હાથમાં ગયો સાંભળતાં જ ચંદ્રકાંત નરમ બની ગયો. એનું તો જે થયું તે થયું–તરત તો કુસુદસુંદરીને બચાવવાના વિચારની વધારે અગત્ય હતી—પ્રધાનની બાળાના ઉગ્ર ભાવિના શીઘ્ર કર્તવ્ય આગળ સરસ્વતીચંદ્રના સમાચાર, ભૂતકાળના સમાચાર જેવા બની, પ્રાતઃકાળના ચંદ્રોદયપ્રસંગે ચંદ્ર દેખાતામાં જ સૂર્યપ્રકાશમાં લીન થાય તેમ થયા. માત્ર ચંદ્રકાંત જ એ સમાચારથી અંતર્માં દાઝતો રહ્યો, અને ખીજવાતો ગયો; સરસ્વતીચંદ્રના હઠાગ્રહને ગાળો દેવા લાગ્યો તેમ જ પોતાની પણ મૂર્ખતાને ગાળો દેવા લાગ્યો: "મ્હેં આ ડ્હાપણ કરી પત્ર લખ્યો તે સુવર્ણપુર પ્હોચેલો- "તેમાં જ એણે સુવર્ણપુર પણ છોડયું." દીન બની વિચારવા લાગ્યો, "હવે મ્હારે તને ક્યાં ખોળવો?—મને એ પત્ર લેખવો ક્યાં સુઝ્યો?—

"કુમુદસુંદરી હેમક્ષેમ ગુણસુંદરીને મળે ત્યાંસુધી હવે સરસ્વતીચંદ્રના "શોધની વાત તે હું શી રીતે એમના આગળ કરવાનો હતો?" આ સર્વ પ્રશ્નોત્તર એના મનમાં જ થયા. બાહ્યપ્રસંગ કુમુદસુંદરી બાબતની ગભરામણનો જ સાક્ષી રહ્યો.

સર્વ વાત ગુણસુંદરીએ પુરી કરી, એટલે **માનચતુરે** હરભમજી સાથે કેટલાક પ્રશ્નોત્તર કર્યા, અને હવે શું કરવું તે વીશે તેની સાથે તેમજ મુખીની સાથે ટુંકી ગોષ્ટી જેવું કંઇક કર્યું. આખરે મુખી અને સ્વારોની સૂચનાઓ ઉપર સુધારા વધારા અને વિચાર કરી, પળવાર શાંત વિચારમાં પડી, વીજળી ઝબુકે તેમ કંઇ વિચાર સુઝી આવતાં, **માનચતુરે** ત્વરાથી આજ્ઞા આપી:

"મુખી પટેલ, તમારા ક્હેવા ઉપરથી એમ જણાય છે કે ગામમાં ચાળીશેક સ્વાર અત્યારે તૈયાર છે—એ બહુ સારો જોગ બન્યો છે; હવે જુવો આ પ્રમાણે વ્યવસ્થા કરો. આપણા ચાળીશ "સ્વારોમાંથી પાંચ તુકડીઓ કરી દેવી. જ્યાં કુમુદને અટકાવવાની "ધારી છે ત્યાં આગળ વધારેમાં વધારે માણસની તુકડી રાખવી. "એક તુકડી આ ગામમાં જ રહે; બીજી તુકડીએ ત્રિભેટાના વડની "પાસેથી તે વાઘજી ફરતો હોય તેની પણ પેલી પાસ સુધી ફરવું. "નદીના પુલ પાસે—આ પાર—બ્હારવટિયાઓની ઢોલ હોય તેની "અને નદીનાં કોતર એની વચ્ચે ત્રીજી તુકડી રહે; ચોથી તુકડીને "ક્યાં રાખીશું?—હા, સુભદ્રાનદીની પેલી તીરે, જ્યાં આગળ રસ્તો "એ વનની વચ્ચે પેંસી આવે છે તેની પણ પેલી પાર, સુવર્ણપુરના "રસ્તા ઉપર સુવર્ણપુરભણીની દિશામાં અને તેટલું વધારે,—એ રસ્તાપરજ ચોથી તુકડીએ રહેવું. પાંચમી તુકડી સઉ તુકડીઓને "મુકી કુમુદ આવવાની છે તે રસ્તે જઇ તેને મળે. લઇ જવા "લાવવા ફરે."

"વળી જુવો. બીજું સરત રાખવાનું છે. મુખી પટેલ સઉ રસ્તાના ભોમિયા છે માટે એણે વડપાસે રહી વડથી નદી સુધી બધે "રસ્તે હેરાફેરા કરવા. પટેલ, તમારે રઆબબંધ દોડાદોડ કરી સુકવી અને તમારી અબડદારીથી અંજાશે તો લુચ્ચાઓની તાકાત "નથી કે ચેંચું કરવાની હીમ્મત કરે. મ્હારી ખાતરી છે કે ચંદનદાસ અને વાઘજી એ જણ ત્હારાથી સચવાશે. મનહરપુરીમાં તુકડી "રાખવાની છે તે તો ગમે તે સાધારણ પણ સાવચેત માણસને "સોંપજો."—

હુરભમ બોલી ઉઠયોઃ—"હા જી, બરોબર છે. વિદ્યાચતુરભા-
"ઇના બંદોબસ્તમાં કોઇની આંગળી ખુંપે એમ નથી અને મણિરાજ
"મહારાજની આણુથી બધો મુલક થરથરે છે—તે ત્યાં વગર ફોજે
"ફોજ છે. આ ગામમાં માણસો રહે તે તો ઠીક. ગમે તેને રાખો."

પુત્રની સ્તુતિથી ઉત્કર્ષ પામતો ડોસો બોલ્યોઃ "હુરભમ, મુખી
"વડથી તે નદી સુધીનો રસ્તો સાચવી શકશે, એમાં વાંધો નથી."
હુરભમનો મત માગતો હોય, અને મુખીની હીમ્મત નાણી જોતો
હોય તેમ ડોસો તેમના સામું જોઇ રહ્યો. મુખીએ તરવારપર હાથ
મુકી દાંત પીસ્યા તે દીવાને અંજવાળે ચળકયા. શુભ શકુન ગણી
ડોસો બોલવા લાગ્યો.

"ફતેહસંગ, ત્હારે પુલ આગળ અને કોતરોમાં રહેવું અને ભી-
"મજીને અને પ્રતાપને આંચમાં રાખવા. એ તો તને આવડશે."
ફતેહસંગે પોતાની મુછો આમળી.

"હુરભમ, સઉથી વધારે જરુરનું કામ તને સોંપું છું. કેમ,
"થશે કે ત્હારાથી?"

હુરભમ હસ્યોઃ "ગાજ્યો મેહુલો વરસે નહી, માટે ગાજ્યું કાંઇ
"વધારે છે?"

ડોસોઃ—"ઠીક, ત્યારે વરસો. અત્યારે ને અત્યારે ત્હારે સુર-
"સંગનો પત્તો ખોળી ફ્હાડવો અને ચોથી તુકડી લેઇ એવી રીતે રહેવું
"કે એના સાથી એની સાથે મળવા કે સંદેશો પ્હોચાડવા પામે નહી
"અને ભાઇસાહેબ નદી કે રસ્તો ઓળંગી પેલી પાસ જવા પામે
"નહી અને જ્યાં જાય ત્યાં તને જ સામો દેખે!"

હુરભમ આ મ્હોટા કામથી ખુશ થઇ બોલ્યોઃ "બસ, એ
તો થયું સમજો. પણ હજી એક તુકડી રહી."

ડોસોઃ "ત્હારા મનમાં ધીરજ નથી તે બોલવા સરખું ક્યાં દે
"છે જે? એ તુકડી અબ્દુલ્લાને સોંપું છું."

"અબ્દુલ્લો તરવાર બ્હાદુર છે પણ ત્યાં તો બુદ્ધિવાળું કપાળ
"જોઇએ. કુમુદબ્હેનને આવવાનું ત્યાં આગળ પરતાપ પણ પાસે ર-
"ખડવાનો; તે કપટ કરવાનો એ નક્કી. અબ્દુલ્લો એને નહી પ્હોચે"
હરભમ બોલ્યો.

ડોસો બોલ્યોઃ "હુ જઇશની અબ્દુલ્લા જોડે જે!" ડોસો છાતી
ફ્હાડી બોલ્યો.

હુરભમ: "ત્યારે તો ઉત્તમ."

"ના, ના, વડીલ, તમારે એ જોખમમાં પડવાનું નહી. વૃદ્ધ શરીર અને આપણો ધંધો નહી!" ગુણસુંદરી બોલી ઉઠી.

ડોસો હસ્યો: "વારુ, ગુણસુંદરી, ડોસાને પણ જુવો તો ખરાં! "તમારો તો જન્મ પણ ન હતો અને આ બધા દેશમાં સાહેબલોક "નવા આવતા હતા તે વખત તમારો વડીલ તરવાર બાંધી રજપુતો "ભેગો દોડતો હતો. શું કુમદને માથે હરકત આવે ને હું જોઇ રહું? "જો એમ થાય તો મ્હારો અવતાર નિષ્ફળ જ. જો હુરભમ, હું "અને અબ્દુલો અમારી તુકડી લેઇ અત્યારે નીકળીશું તે સુભદ્રા "ઓળંગી આગળ ચાલ્યા જઇશું તે જ્યારે કુમુદ મળશે ત્યારે અટ-"કીશું અને એને લેઇ આવીશું. એની સાથે પણ માણસો હશે તેને "સાવધાન કરી આગળ પાછળ ચાલીશું. જાવ, મુખી અને હરભમ, "તમે કહ્યા પ્રમાણે તૈયારી કરી પલકારામાં પાછા આવો; અને ગુ-"ણસુંદરી, તમે જરા મ્હારાં જુનાં કપડાંમાંથી પાયજામો ક્‌હડાવો "અને બીજાં કપડાં કહું તે ક્‌હડાવો. ફતેહસંગ, તું મ્હારે સારુ તમા-"રા બધાંમાંથી કોઇની તરવાર સારી જોઇને લાવ, બંધુક પણ "લાવજે, અને ......"

ડોસો વધારે બોલવા માંડે છે એટલામાં તો સર્વ શૂરમંડળ તેના હુકમનો અમલ કરવા વેરાઇ ગયું.

સ્ત્રીમંડળ ડોસાનાં કપડાં લેવા ગયું. જુના કાળમાં જ્યારે ઇંગ્રેજી રાજ્યનો અમલ બેઠો ન હતો અને બધો દેશ લુટારા લોકના ત્રાસથી બારે માસ હથિયારથી સજ્જ ર્‌હેતો હતો, જ્યારે બ્રાહ્મણોને અને સ્ત્રિયોને પણ પોતાનું રક્ષણ કરવા જેટલી તતપરતા રાખવી પડતી હતી, તેવા ભયંકર સમયમાં જેની જુવાનીનો મુખ્ય ભાગ ગયો હતો તે **માન**ચતુર હથિયારના ઉપયોગમાં પાવરધા હતો, અને તેના હાથને એવી રીતે કસાવાના પ્રસંગ પણ ઘણા મળ્યા હતા. **નાના**સાહેબના બંડ પછી દેશ અશસ્ત્ર થયો છતાં, સશસ્ત્ર અવસ્થાનું શૂરાતન, બળ, અને આવડ **માન**ચતુરમાંથી અદૃશ્ય થયાં ન હતાં અને ઘણે વર્ષે પ્રસંગ આવ્યે સુતેલો સિંહ જાગ્યા પછી પણ સિંહ જ હોય છે તેમ **માન**ચતુર આજ શૂરજનની ઉશ્કેરાયલી અવસ્થા અનુભવવા લાગ્યો.

"ચંદ્રકાંત, તમે તો ઘેર જ ર્‌હેજો—બધી સ્ત્રિયોનું રક્ષણ થશે "તે ભેગું તમારૂં પણ થશે. ખમા ઇંગ્રેજ બ્હાદુરને કે હથિયાર લેઇ

"લીધાં અને સ્ત્રિયોની તેમ જ તમારા જેવા પુરુષોની સઉ ચિંતા
"ઉપાડી લીધી !"

પોતાની ચિંતામાં પડેલો **ચંદ્રકાંત** આ વાક્યથી સાવધાન થયો, આભો બન્યો, અને દેશને અશસ્ત્ર કરનાર ધારાના વિચારમાં પડી સરકાર ઉપર મનમાં ખીજવાયો.

**માનચતુર** બોલ્યો: "મુંઝાશો નહી; આ ઉતાવળને પ્રસંગે વાદ-
"વિવાદ કરવાનો નથી. તમથી કાંઇ અમારી સાથે આવી નીપજે એમ
"નથી. કાયદાની તકરારો ભ્હારવટિયા સાંભળે એમ નથી. હું તમને
"બંધુક આપું પણ દારુગોળાને ઠેકાણે કાંઇ તેમાં ચોપડીઓ ભરાય
"એવું નથી. મને વાત કરવા વખત નથી. હું હથિયાર બાંધી જાઉં
"છું. પાછો આવું એટલામાં આ વાત ઉપર એક નિબંધ લખી
"ક્‌હાડજો."

**માનચતુર** ઉત્તર સાંભળવા ઉભો ન રહ્યો પણ બીજા ખંડમાં ચાલ્યો ગયો. **ચંદ્રકાંત** શરમાઇ, ખીજવાઇ, સજડ થઇ જઇ, બેસી જ રહ્યો. થોડીવારમાં ઘર બ્હાર થતા પગરવથી, કોલાહલથી, એકદમ આવતા જતા મસાલોના અજવાળાથી અને પાછા થઇ જતા અંધારાથી, અસ્પષ્ટ સંભળાતા ઘણાક જનના ગભરાયલા ઉતાવળા બોલથી, ઘોડાઓની ખરીઓના પડઘાથી, હથિયારોના ખડખડાટથી, સઉને અંતે "ચાલો ચાલો" એવા **માનચતુરના** દૂર જતા રહી જતાં તીવ્ર શબ્દથી, અને આખરે એ સઉને ઠેકાણે થઇ જતાં અંધકાર અને નિઃશબ્દતાથી, સઉ લશ્કરનું પ્રયાણ થયું અને પોતે એકલો રહ્યો એવું ગુંચવાયલો **ચંદ્રકાંત** સમજી ગયો, અને વિચારમાં ને વિચારમાં બેઠો હતો ત્યાં ને ત્યાં એમનો એમ રાત્રિના ત્રણ વાગતાં ઉંઘી ગયો.

---

## પ્રકરણ ૭.

### જંગલ, અંધારી રાત, અને સરસ્વતીચંદ્ર.

**સરસ્વતીચંદ્રના** ચિત્તની પરમાર્થવૃત્તિ કલ્પવા પણ અસમર્થ સ્વાર્થલોચનથી જ લોચનવાન્ **અર્થદાસ** મણિમુદ્રા લેઇ પલાયન કરી ગયો તે પ્રસંગે દિવસ પુરો થતાં રાત્રિ આકાશના ગર્ભસ્થાનમાંથી અર્ધી જન્મેલી હતી અને અર્ધે ભાગે આકાશના ઉદરમાં હતી. આકાશ પણ પ્રસૂતિકાળની ભયંકર અવસ્થા ભોગવતું હતું. તેને મૂર્છા આવતી હોય

